# તેત્રીસ પત્રો

લેખક

'અજ્ઞાત'



પ્રસ્તાવના
કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા

લોકોપયોગી સસ્તી ગ્રંથમાળા
પોરબંદર

સોલ એજન્ટ: શિષ્ટસાહિત્ય ભંડાર, આનંદભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.

# તેત્રીસ પત્રો

નીચેના વિષયો આ પત્રોમાં મુખ્યત્વે છે.

૧ જીવનપંથ
૨ પવિત્રતા
૩ બે પત્નીના પતિ
૪ સહશિક્ષણ
૫ વિદ્યાભ્યાસ
૬ બ્રહ્મચર્ય
૭ લગ્ન
૮ ચિત્તની પ્રસન્નતા
૯ પત્નીનો અભ્યાસ
૧૦ સ્ત્રીસ્વાતંત્ર્ય
૧૧ સ્વભાવ, ટેવ, વિષયાસક્તિ, કાર્યદક્ષતા
૧૨ આદર્શ ગ્રામસેવક
૧૩ વૃત્તિનિરોધ
૧૪ પ્રાર્થના
૧૫ બાળકેળવણી
૧૬ સ્વાશ્રયી જીવન
૧૭ સમાજસેવક ધંધાદારી કે પગારદાર?
૧૮ નીતિની કમાણી
૧૯ શિષ્ટાચાર, સત્ય, મૌન
૨૦ સાધન અને સાધ્ય

અશોક પ્રિન્ટરી : અમદાવાદ.

લોકોપયોગી સસ્તી ગ્રંથમાળા પુ. છઠ્ઠું

# તેત્રીસ પત્રો

☆

લેખક
' अज्ञात '

☆

પ્રસ્તાવના
કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા

☆

પ્રકાશક
લોકોપયોગી સસ્તી ગ્રંથમાળા
ભારતોદય મંડળ, પોરબંદર.

પ્રકાશક : મથુરદાસ ગોરધનદાસ ભુતા
વ્યવસ્થાપક : લોકોપયોગી સસ્તી ગ્રંથમાળા
ભારતોદય મંડળ, પોરબંદર

કિંમત

| કાચું પૂઠું | પાકું પૂઠું |
| --- | --- |
| આઠ આના | દસ આના |



આવૃત્તિ પહેલી
માર્ચ : ૧૯૪૦
પ્રત : ૧૧૦૦

☆

મુદ્રક : વિઠ્ઠલભાઈ દેસાઈભાઈ પટેલ
અશોક પ્રિન્ટરી
ચાર રસ્તા : ખાડિયા : અમદાવાદ

# નિવેદન

લાંબા વખતે પણ વાચકવર્ગ આગળ આ પુસ્તક રજુ કરતાં અમને સંતોષ થાય છે. આ પત્રો જેમના પર લખાયેલ છે તેમણે એ વારંવાર વાંચીને જીવનમાં સારી પેઠે પ્રેરણા મેળવી છે. તેમજ 'નવરચના' અને 'ઊર્મિ' માં પ્રગટ થયેલા થોડા પત્રો વાંચીને કેટલાક ભાઈઓએ એને પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવા અમને પ્રોત્સાહન આપ્યું છે.

શ્રી. કિશોરલાલભાઈ મશરૂવાળાએ પ્રસ્તાવના લખી આપીને આ પ્રકાશનની ઉપયોગિતા સિદ્ધ કરી આપી છે, તે બદલ અમો તેમના અત્યંત આભારી છીએ.

આ પત્રોના લેખકે પોતાનું નામ પ્રગટ કરવાની પરવાનગી આપી નથી. એમના જીવનથી અનેક મિત્રો આકર્ષાયા છે, અને મૂક પ્રેરણા મેળવી રહ્યા છે, છતાં તેમના આગ્રહને વશ થઈ અમો નામ પ્રગટ કરી શકતા નથી એ બદલ વાચકો દરગુજર કરશે એવી આશા છે.

સંજોગવશાત્ આવા કીમતી પુસ્તકનું સંપાદન અમે ઘટતી કાળજીથી કરી શક્યા નથી અને તેને લીધે કેટલીક ગંભીર ખામીઓ રહી છે તે માટે વાચકોની ક્ષમા માગીએ છીએ. આવા નાજુક સમયમાં આ પુસ્તક પ્રગટ કરવા માટે આર્થિક સહાય કરનાર અને અન્ય સહાયકોનો અત્રે આભાર માનીએ છીએ.

પોરબંદર,
તા. ૬ : ૩ : ૪૦

વ્યવસ્થાપક
મથુરાદાસ ગોરધનદાસ.

# પ્રસ્તાવના

લેખકે પોતાનું નામ કોઈ પણ રીતે બહાર ન આવે એ શરતે આ પત્રોને પ્રગટ કરવાની પ્રકાશકોને પરવાનગી આપી છે, અને મારે યે તેને માન આપે જ છૂટકો છે. પણ ક્યારેક તો એ નામ પ્રસિદ્ધ થઈ જવાનું છે અને ત્યારે જણાશે કે ગુજરાતી વાચકોને અને ખાસ કરીને કાઠિયાવાડના આ પેઢીના તરુણ કાર્યકર્તાઓને લેખક સાવ જ 'અજ્ઞાત' વ્યક્તિ નથી. છતાં પ્રસિદ્ધિ માટે કશું યે લખવાનો કે પ્રવૃત્તિ કરવાનો એમના પર કોઈ ભૂલે યે આક્ષેપ મૂકશે નહિ. પરંતુ, મૂક સેવા કરવાની ઇચ્છા છતાં યે જેટલી અનિવાર્યપણે પ્રસિદ્ધિ થઈ તેને માટે તેઓ જવાબદાર નથી એમ લેખાશે. અનેક વિદ્યાર્થીઓ, મિત્રો અને જનતાની શ્રીમતી સેવા કર્યા છતાં છાપખાનાંઓના આ જમાનામાં પ્રસિદ્ધિને ટાળવાનું સદ્‌ભાગ્ય સહેજે પ્રાપ્ત થતું નથી. મૂળે તો એ ઇચ્છા જ, અથવા નિર્વાસના, ક્યાંક જ હોય છે. મને પોતાને એ વાસનાથી તદ્દન અસ્પૃષ્ટ હું લેખી શકતો નથી. મેં પ્રસિદ્ધિ માટે ફાંફાં નથી માર્યાં એમ કહી શકું. પણ પ્રસિદ્ધિથી હું કદી ખુશી થયો નથી, એમ કહી શકું એમ નથી. નામનાને ઠોકર મારનાર તરીકે શ્રી. 'અજ્ઞાત' એક સરસ ઉદાહરણ રજૂ કરી રહ્યા છે.

આમ તો હું ગૂજરાત વિદ્યાપીઠમાં કામ કરતો હતો ત્યારથી શ્રી 'અજ્ઞાત' ને ઓળખતો હતો. અને મહામાત્ર તરીકે મારે એમની જોડે કામકાજને અંગે પત્રવ્યવહાર પણ કરવો પડયો હતો. ત્યાર પછી ત્રણેક વર્ષ પર પ્રવાસમાં એમને મળવાનો યે પ્રસંગ આવેલો, અને એક કર્તવ્યપરાયણ, કુશળ તથા ચારિત્રવાન શિક્ષક અને સજ્જન તરીકે તેમને પિછાણતો થયો હતો. એક ક્ષય પીડિત દર્દી તરીકે પણ જાણતો હતો. પણ સાથે એય જાણ્યું હતું કે તેઓ ડાકટરો કે વૈદ્યોના પંજામાંથી છૂટીને પોતાના ઉપચારો પોતાની મેળે જ અને 'કુદરતી' ઇલાજો વડે કરે છે, અને તેમાં તેમણે કાંઈક સફળતાયે મેળવી છે. છતાં, મારે કબૂલ કરવું જોઈએ કે આ ઓળખાણ ઉપર ઉપરની જ હતી. એમની યોગ્યતાની કદર તો મને ત્યાર પછી એમને ગુરુભાવે પૂજતા એક ભાઈ દ્વારા અને તેમની પાસેથી વાંચેલા લેખકના કેટલાક પત્રો દ્વારા તથા એ ભાઈએ તેમને વિષે જણાવેલી વીગતો દ્વારા થઈ.

એ ભાઈ મારી પાસે પણ કેટલોક વખત રહ્યા હતા, અને અનેક ચર્ચાઓ તથા સહવાસને પરિણામે એમણે મારી અને 'અજ્ઞાત'ની વચ્ચે રહેલાં સામ્ય તથા ભેદ શોધી શોધીને મને બતાવ્યાં હતાં. એમણે મને જણાવ્યું, કે પ્રશ્ન પૂછનાર સમજી લે ત્યાં સુધી તેને વિસ્તાર કરીને યે સમજાવવામાં મારી અને 'અજ્ઞાત'ની રીત લગભગ સરખી છે, પણ મારા અને એમના જીવન વચ્ચે ઘણું અંતર છે. પોતે નિશ્ચિત કરેલા સિદ્ધાંતોને અનુરૂપ પોતાનું જીવન ચલાવવામાં અને તેમાં જે હાડમારીઓ આવે તે પ્રસન્ન ચિત્તે ઉઠાવવામાં તે એવા દૃઢ નિશ્ચયી છે કે એમની આગળ મારું જીવન, આરામપ્રિય ન કહીએ તો યે, આરામને સંભાળીને જ સેવા કરનાર જેવું લાગે છે. મારે વિષેનો એમનો અભિપ્રાય સાચો હતો એ વિષે મારા મનમાં શંકા નહોતી આવી. પણ જેમ જેમ હું 'અજ્ઞાત'

વિષે વધારે માહિતી મેળવતો ગયો તેમ તેમ તેમને વિષેનો પણ એ ભાઈનો અભિપ્રાય મને સાચો માલૂમ પડયો, અને એમનું મને સાચું ઓળખાણ થવા માંડયું.

એ દરમિયાન જ કે ત્યાર પછી 'અજ્ઞાત'ના કેટલાક પત્રો 'નવરચના'માં મારા વાંચવામાં આવ્યા. તે વખતે હું જાણતો નહોતો કે આ 'અજ્ઞાત' કોણ છે. પણ એ કાગળોમાં મને કાંઈક મારા વિચારો સાથે સામ્ય દેખાવા લાગ્યું, અને ઉપર કહેલા મિત્રે જે વાતો મને કહી હતી તે પરથી 'અજ્ઞાત' અને મારા મિત્રના ગુરુ એક જ વ્યક્તિ હશે એમ મને શંકા ગઈ. એ અનુમાન સાચું છે એ તો જ્યારે મને આ પુસ્તકની પ્રસ્તાવના લખવાની વિનંતિ થઈ ત્યારે જ મેં જાણ્યું.

અપરિચિત પાસે માંગવું નહિ, અને મિત્ર પણ ગરીબ હોય તો તેની પાસેથી લેવું નહિ એવું વ્રત પાળતા તે પોતાનાં વૃદ્ધ માતા-પિતા જોડે ગરીબાઈનું જીવન વીતાડે છે. એમની ઉંમર હજુ પિસ્તાળિસથી યે ઓછી છે, એટલે સામાન્ય સંજોગોમાં તો એવી આશા રખાય કે હજુ ઘણાં વર્ષ સુધી તેઓ પ્રજાની સેવા કરી શકે. પણ ક્ષયે ઘેરેલા અને 'કુદરતી ઇલાજો' ના જ ઉપાસક હોવાથી એની શકયાશકયતા તો 'કુદરત' ને હાથ છે. આપણે (હ્રસ્વ) તો ઇચ્છીએ કે એમણે સ્વીકારેલા સિદ્ધાંતોમાં ઊણપ લાવ્યા વિના ઈશ્વર આપણને લાંબો વખત સુધી તેમની સેવા લેવા દે અને તે માટે 'કુદરત'ને અનુકૂળ બનાવે. 'સત્ય સંકલ્પના દાતા નારાયણ'ને આમ કરવું સહેલ છે.

આ પુસ્તકમાં તેત્રીસ પત્રો અને બે લેખો છે. તેત્રીસમાંથી અગિયારમો પત્ર 'અજ્ઞાત'નો નહિ, પણ તેમની ઉપર લખાયેલો છે, એમ વાંચતાં જ જણાઈ આવે છે. અને છેલ્લા લેખમાં અનુ-ક્રમને બદલે મથાળુ બાંધેલું હોવાથી તે લેખ લાગે છે, પણ એ પત્ર છે

એમ મને જણાવવામાં આવ્યું છે. એટલે અગિયારમો પત્ર બાદ કરતાં આ પુસ્તકમાં તેત્રીસ પત્રો અને એક લેખ છે. એમાં સોળથી પચ્ચીસ વર્ષની વયના તરુણોના જીવનમાં ઉત્પન્ન થતા અનેક પ્રશ્નો પર લેખકે માર્ગદર્શન કરાવ્યું છે. એ પત્રો કાલ્પનિક નથી; પણ મિત્રો અને વિદ્યાર્થીઓએ પોતાના જીવનમાં ખરેખર ઉત્પન્ન થયેલા કોયડાઓને રજૂ કરી મેળવેલા ઉત્તરો છે. વાચક જોશે કે ઉત્તરો ક્યાંયે ગોળ ગોળ, મોળા કે પૂછનારને સગવડિયા થાય એવી રીતે લખાયેલા નથી. લેખકને જીવનના આદર્શ તથા શુદ્ધ વ્યવહારની દૃષ્ટિએ જે લાગ્યું છે તે નિઃસંકોચપણે કહ્યું છે. ઉત્તર મેળવનારાઓએ એ પત્રોથી કેટલો લાભ ઉઠાવ્યો, કેટલે અંશે એને અનુસરીને વર્તી શક્યા, તે તો હું જાણતો નથી. એ ચાર પત્રો સિવાય કયો પત્ર કોને લખાયો છે તે પણ હું જાણતો નથી. પણ એ પત્રોમાંથી વિચારપૂર્વક જીવન ઘડવા ઇચ્છનાર તરુણ તેમજ બીજાને પણ ઘણો બોધ મળી શકે એમ છે. મને તો એમાંથી વિચારવા અને બોધ લેવા માટે ઠીક ઠીક સામગ્રી મળી છે. કેટલાક પત્રો વારંવાર વાંચવા જેવા છે.

દરેક પત્રમાં દર્શાવેલા વિચારો બરાબર જ છે કે કેમ, અથવા એ સાથે તદ્દન મળતા થવું જ જોઈએ એ જરૂરનું નથી. કોઈના યે વિચારો વાંચકે નીરક્ષીર ન્યાયે જ લેવા ઘટે. છેવટનો નિર્ણય વાચકની પોતાની વિવેકબુદ્ધિ જ કરે. આમાં આપેલી સલાહો એક ઊંડા વિચારકની છે; તે ઉતાવળમાં અપાયેલી નથી; જ્યાં વિચારભેદ જેવું લાગે ત્યાં યે તે મનનીય છે જ. એમાંના ઘણા વિચારો આપણને ઊંચે ચડાવનારા અને આપણી વિવેકબુદ્ધિને જાગ્રત કરનારા છે. કેટલાક આપણી બુદ્ધિ પર નવો પ્રકાશ પાડનારા છે. આ બધું એ પત્રોને કીંમતી ગણાવા માટે પૂરતું છે. તે ઉપરાંત કેટલાક પત્રો સાહિત્યિક દૃષ્ટિએ પણ સ-રસ છે.

સામાન્ય રીતે, પત્રામાં દર્શાવેલા વિચારો બાબત ખાસ ટીકા કરવા જેવું મને માત્ર પહેલા અને સોળમા પત્ર વિષે લાગ્યું છે. પહેલો પત્ર જે પુરુષને લખાયેલો છે તેને માટે એ ઠીક હશે. પણ એવી સલાહ દરેકને આપી શકાય કે કેમ એ વિષે મારા મનમાં શંકા છે. એમણે જે બતાવ્યો છે તે મહાપુરુષોનો રસ્તો છે; પણ મહાપુરુષ થનારા કોઈને રસ્તો પૂછવા જતા જ નથી. દરેક પોતાનો રસ્તો પોતાની મેળે નવો નવો જ આંકી કાઢે છે. સામાન્ય પુરુષો કોઈ આગલાને પંથે જવા ઝંખે છે. પણ તેવાઓએ કોઈ મહાપુરુષનું કાચું-પોચું અનુકરણ કરવા કરતાં ધર્મને રાજમાર્ગે જવું એવી સલાહ આપવાનું મને સૂઝે. એટલે કે જ્યાં સુધી વડીલ કે ગુરુના આશિર્વાદ કે આજ્ઞા વિના પગલું ભરવાની હિંમત નથી થતી, અને કોઈને પુછવાની જરૂર લાગે છે, ત્યાં સુધી અંતિમ પગલું ભરવું નહિ. બુદ્ધની માફક ( જો એ વાત સાચી હોય તો ) ચોરીથી ભાગવું નહિ, ભોગો પર મર્યાદા મૂકવી, દાનવૃત્તિ, ક્ષમાવૃત્તિ, સમદૃષ્ટિ વગેરે વધારવાં, પોતાનાં તેમજ સગાં વહાલાંઓનાં મનને તૈયાર કરવાં, અને એ કાળની વાટ જોવી કે જે કાળે પગલું એની મેળે ભરાઇ જ જાય અને સર્વેના મનમાં એમ વસી જ જાય કે આમાંથી એને રોકી શકાવાનો જ નથી.

સોળમા પત્ર વિષે મારો મત એવો છે કે જો દેશી રાજ્યોના જાગી ઉઠેલા તરુણો દેશી રાજ્યોથી ભાગશે, તો દેશી રાજ્યોનો ઉદ્ધાર થવો શક્ય નથી. અહિંસાના ઉપાસકે અનિવાર્ય સંજોગો સિવાય પોતાના સ્વાભાવિક ક્ષેત્રને છોડી નવું ક્ષેત્ર શોધવું એ મને સ્વધર્મ ત્યાગ કર્યા જેવું લાગે છે. પ્રગતિ ધીમી થાય તો ભલે. કોંગ્રેસ દ્વારા બ્રિટિશ હિંદની જે પ્રગતિ થઇ છે, તેમાં અમલદારોની ખુશામત કરવી, મરજી સાચવવી, અરજીઓ કરવી, વીનવણીના ઠરાવો કરીનેજ સંતોષ માનવો, છૂપી પોલીસની કનડગતો વેઠવી વગેરે ભૂમિકાઓમાંથી પસાર થઇને જ થઇ છે. કોંગ્રેસને એ સ્થિતિમાં

પચ્ચીસ કે ત્રીસ વર્ષ વીતાડવાં પડ્યાં. એટલાં વર્ષ દેશી રાજ્યોના તરુણોને ગાળવાં પડવાનાં નથી. પણ એ ભૂમિકાઓનો થોડોઘણો પણ અનુભવ લીધા વિના છૂટકો નથી. પોતાની જાત બચાવવા, સ્વાર્થ સાધવા, કે પોતાને ભલા કહેવડાવવા માટે નહિ, પણ પ્રજાના હિતાર્થે અમલદારોની વીનવણી કરવી, મરજી સાચવવી, એને ખુશામત નામ આપો તો ખુશામત કરવી એ પણ અહિંસાનો ભાગ હોઇ શકે. લોક અમલદારોના ઓશિયાળા બને અને પ્રજાસેવકના 'ઓશિયાળા' બને, તો યે તે બે ઓશિયાળાપણામાં ભેદ છે. બે વર્ષના બાળકને દૂધ જોઇતું હોય તો તે માગીને જ લઈ શકે છે, અને તેટલે અંશે તેને ઓશિયાળા જ રહેવું પડે છે. છતાં સગી મા પાસે માગવું અને પ્રેમ ન કરનારી સાવકી મા પાસે માગવામાં ઘણો ભેદ છે. લોકસેવક મારફતે કામ કરાવવામાં પ્રજાનું ઓશિયાળા-પણું રહે છે એમ ગણો તો યે, તે કાંઇક સગી મા પાસે માગવા જેવું છે. સગી મા જલદી જવાબ ન આપે તો બાળકને તેની પર ધોખો કરવાની હિંમત રહે છે. સાવકી માને તેમ ન કરી શકે. દેશી રાજ્યોના તરુણો બ્રિટિશ હિંદને શોધે અને બ્રિટિશ હિંદના ગામડા-ના તરુણો શહેરોને શોધે એ બન્ને એક કોટિની સ્થિતિ મને લાગે છે. કોઈ તરુણને પોતાની મર્યાદા સમજીને એમ કરવું પડે તે જુદી વાત છે; પણ એ યોગ્ય છે એમ ન કહેવાય. અસ્તુ.

પત્રોનું સંપાદન બહુ અસંતોષકારક રીતે થયું છે એમ કહ્યા વિના ચાલતું નથી. જોડણીનું ઠેકાણું નથી. મુદ્રણનાં ' કાચાં ' (પ્રૂફો) તપાસવામાં યે કાળજી લેવાઈ હોય એમ દેખાતું નથી. આ કીમતી પત્રોનું સંપાદન આવી બેદરકારીથી થાય એ મને કઠે છે. એમાં લેખકને યે અન્યાય થાય છે.

આ માળાનું નામ ' લોકોપયોગી સસ્તી ગ્રંથમાળા ' રાખ્યું છે. લોકોપયોગી અને સસ્તીનો અર્થ એ કે સામાન્ય જનતામાં બહોળો

ફેલાવો પામે એ દૃષ્ટિએ પ્રસિદ્ધ કરેલી. તેવાં પુસ્તકોમાં તો નાનાં બાળકોનાં પુસ્તકોની જેમ શુદ્ધ છપાઈ પર ખૂબ જ મહેનત લેવી ઘટે. વિદ્વાનો માટે લખાયેલાં પુસ્તકોમાં અશુદ્ધિઓ રહી જાય તો તેઓ તેને સુધારી લઈ શકશે એમ માની લઈ શકાય. પણ સામાન્ય જનતા તો 'ઉર્ધ્વરેતા' ને બદલે 'ઉર્ધ્વચેતા' 'અંકોડો' ને બદલે 'મંકોડો' 'જાગ્રત' ને બદલે 'જાગૃત' કે સંસ્કૃત અવતરણોની અશુદ્ધિઓને કેવી રીતે સુધારી શકે? તેઓ તો એ અશુદ્ધ શબ્દોને જ સાચા માની તે રીતે બોલતા થઈ જાય. તે ઉપરાંત એક જ શબ્દમાં ક્યાંક હ્રસ્વ અને ક્યાંક દીર્ઘ ઈ, ઉ આવે તો તે કયો સાચો માને? આશા છે કે સંપાદક તથા પ્રકાશક પોતાનાં બીજાં પુસ્તકોમાં વધારે સાવધાન રહેશે.

આ પત્રોમાંના કેટલાક તો ગૂજરાતી સાહિત્યમાં દીર્ઘાયુષ્ય પ્રાપ્ત કરશે એવી મને આશા છે.

વર્ધા
૧૫ માર્ચ ૧૯૪૦

કિશોરલાલ ઘ. મશરૂવાળા



# વિષયાનુક્રમણિકા

| ક્રમ | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | નિવેદન ... ... ... | ૩ |
| ૨ | પ્રસ્તાવના ... ... ... | ૪ |

**પત્ર પહેલો** ૧

સરકારી નોકરી છોડી, ૧૯૩૦માં સત્યાગ્રહની લડતમાં જોડાયલા એક સાથી, ૧૯૩૧માં સંધિકાળ દરમિયાન ઘેર ગયા હતા. ત્યાંથી પાછા ફરતાં પિતાની આજ્ઞા મળતી ન હતી. મનોમંથન ચાલતું હતું તે વખતે માર્ગદર્શનની માગણી કરતાં લખાયલો પ્રત્યુત્તર: જેમાં સર્વ મુમુક્ષુઓને માટે સદાકાળ એક અને ખુલ્લો માર્ગ કયો છે તે દર્શાવ્યું છે.

**પત્ર બીજો** ૨

સેવાદળમાં તાલીમ લેવા ઈચ્છતાં પોતાનાં પત્નીએ ઘર આગળ પોતાની બેનની પ્રસૂતિની સારવારમાં રોકાવું કે કેમ અને લડતના સમયમાં પોતાને આત્મશુદ્ધિ અર્થે આશ્રમમાં જઈ વસવું કે કેમ? એ પ્રશ્નોનો પ્રત્યુત્તર.

**પત્ર ત્રીજો** ૫

પોતાની બે પત્નીઓને સાથે રાખી સાદું, સેવાપરાયણ જીવન ગાળવા ઈચ્છતા એક મિત્રને, બન્ને પત્નીઓને સંતોષ થાય એ રીતે શાંતિપૂર્વક, નીતિની કમાણીથી સંયમી ગૃહસ્થજીવન કઈ રીતે જીવી શકે, તે આ પત્રમાં જણાવ્યું છે.

**પત્ર ચોથો** ૮

લડત અને જેલજીવનના સાથી, વિનીત વર્ષમાં ભણતા એક વિદ્યાર્થી પર લખેલો પત્ર: 'આગળ અભ્યાસ કરવો કે લગ્ન કરી ગૃહસ્થ થવું? અભ્યાસ કરવો તો કયાં અને કઈ રીતે કરવો? પૈસાની સગવડ કેમ કરવી?' વગેરે પ્રશ્નો ઉપસ્થિત કરી તરુણોના મનોમંથન હૂબહૂ ચિત્ર આ પત્રમાં દોર્યું છે. આ પછીના ૫, ૬, ૭, ૮ ચારે પત્રો આ જ ભાઈ પર લખેલા છે.

**પત્ર પાંચમો** ૧૧

ઉપરના પત્રના જવાબમાં ઉક્ત વિદ્યાર્થી યુવાને પોતાનું હૈયું ખોલી નાંખ્યું. એના પ્રત્યુત્તરમાં બ્રહ્મચર્ય, સહશિક્ષણ, મહત્ત્વાકાંક્ષા, કુદરતી ઉપચારો વગેરે વિષયોની સ્પષ્ટ અને સરળ ભાષામાં સમજણ પાડી છે.

**પત્ર છઠ્ઠો** ૨૧

ઉપરોકત પત્રના અનુસંધાનમાં, સંકલ્પબળ, સર્વલક્ષી સર્જનાત્મક પ્રવૃત્તિ, કુદરતમય જીવન એ ત્રણે વસ્તુને શિક્ષણ-શાસ્ત્રની દૃષ્ટિએ વિસ્તારથી આ પત્રમાં સમજાવ્યાં છે.

**પત્ર સાતમો** ૩૫

(૧) પરણવું કે નહિ? (૨) કયો ધંધો કરવો? (૩) આગળ ભણવું તો કયાં? (૪) ચાલુ અભ્યાસની યોગ્યાયોગ્યતા: એ ચારે પ્રશ્નોનો ઉત્તર આ પત્રમાં છે.

**પત્ર આઠમો** ૪૮

(૧) જીવનનું ધ્યેય, (૨) ડીગ્રી વિનાનો અભ્યાસ, (૩) કરજ કરીને ભણવું, (૪) જ્ઞાનવૃદ્ધિના માર્ગ, (૫) આંખના

કુદરતી ઉપચાર, (૬) અન્નાહારીનો ખોરાકઃ સાતમા પત્રની શંકાઓ-ના સમાધાન માટે લખેલ પત્રમાં આ વસ્તુઓ વધારે સ્પષ્ટ કરી છે.

**પત્ર નવમો** ૫૫

'ચિત્તની શાંત પ્રસન્નતા સાથે સ્થિરતા જળવાઈ રહે અને મન તથા શરીર વીજળીની ઝડપે કાર્યરત રહે, તેવું જીવન બનાવવાની ચાવી કઈ?' – જેલ જતા સાથીએ પૂછેલા પ્રશ્નનો જવાબ :

**પત્ર દસમો** ૭૧

લાંબી જેલયાત્રા કરી આવેલા એક કાર્યકર્તાએ પોતાના સાથીઓ ધંધે વળગી ગયાનો અસંતોષ વ્યક્ત કર્યો, પત્નીને ભણાવવાની યોજના જણાવીઃ તેમને ઉપરની બન્ને બાબતના ખુલાસામાં લખેલો પત્ર; જેમાં ક્ષણિક શૂરાતન અને શાશ્વત સેવા-ધર્મ, અક્ષરજ્ઞાન અને જીવતા હૃદયસ્પર્શનો ભેદ, સમાજમાં સ્ત્રીઓની અસ્પૃશ્ય જેવી સ્થિતિ, તેના ઉદ્ધારનો માર્ગ, પતિની ફરજ, સ્વલક્ષી અને સમાજલક્ષી દૃષ્ટિનો ભેદ વગેરે સમજાવ્યું છે.

**પત્ર અગિઆરમો** ૮૦

લેખકની સારવારમાં રહેતા એક સાધક મિત્રે પોતાનું હૃદયમંથન દર્શાવતો લખેલ પત્રઃ

**પત્ર બારમો** ૮૨

ઉપરના પત્રનો જવાબઃ જેમાં આધ્યાત્મિક ઉન્નતિનું માપ કાઢવાની રીત, સ્વભાવ, ટેવો, વિષયાસક્તિ, કાર્યદક્ષતા, પ્રાર્થના, નિત્યનોંધ વગેરે વિષયોનો સમાવેશ થાય છે.

**પત્ર તેરમો** ૯૪

(૧) લગ્ન માટેની ઉંમર
(૨) લાગણીઓને કઈ ઉંમરે વશ રાખી શકાય?
એ બન્ને પ્રશ્નોનો શાસ્ત્રીય ઉત્તર.

**પત્ર ચૌદમો** ૯૭

શરીરનું આરોગ્ય, મનની પ્રસન્નતા, હૃદયની વિશાળતા, કાર્યદક્ષતા, સ્વાનુભવ; ઉત્તમ ગ્રામસેવક થવા માટેની યોગ્યતા કેમ પ્રાપ્ત કરવી એવા પ્રશ્નના ઉત્તરમાં ઉપરોક્ત લક્ષણોની સમજ આપી છે.

**પત્ર પંદરમો** ૧૦૧

એક ગ્રામસેવકે પોતાના નવ વર્ષના પુત્રની કેળવણી વિષે પૂછેલા પ્રશ્નનો પ્રત્યુત્તરઃ માતાની કેળવણી, સંસ્થાની પસંદગી, શિક્ષકો, સહવાસી બાળકો, વગેરે દૃષ્ટિએ વિચાર કરી આપેલી સલાહઃ

**પત્ર સોળમો** ૧૦૪

'રચનાત્મકકાર્ય માટે પણ દેશી રાજ્ય કરતાં બ્રિટિશ હિંદ શા માટે વધારે પસંદ કરવા લાયક છે?' એ પ્રશ્નનો ઉત્તરઃ દેશી રાજ્યની આકરી મર્યાદા. અમલદારોની મીઠી નજરની અનિવાર્યતા, સ્વપુરુષાર્થની તાલીમનો અભાવ, અભણ અને ગરીબ ગામડીઆ માટે કડવાંમીઠાં તમામ રાજ્યોની સમાન સ્થિતિ.

**પત્ર સત્તરમો** ૧૦૮

વિચાર-વિનિમય, બિમારીમાં જેલયાત્રા, રોગનિવારણના કુદરતી ઉપચાર, કુટુંબ સાથેનો સંબંધ, એકલસૂરો સ્વભાવ, વૃત્તિનિરોધનું રમુજી દૃષ્ટાંત વગેરેઃ

**પત્ર અઢારમો** ૧૧૪

પ્રશ્નો પૂછવાની આવડત, વિદ્યાની અપારતા, સંતોષઃ

પત્ર ઓગણીસમો ૧૧૬

પ્રાર્થના અને મનની એકાગ્રતા:

પત્ર વીસમો ૧૧૭

એક વખતના જેલસાથી એવા કરજદાર ખેડૂતને કરજમુક્ત થવાનો પ્રામાણિક અને વ્યવહારૂ માર્ગ સૂચવતો પત્ર:

પત્ર એકવીસમો ૧૨૪

એક ખેડૂત ભાઈએ પોતાના બાળકની કેળવણી અને પોતાના ધંધા વિષે પૂછેલા પ્રશ્નોનો જવાબ: શાળા અને માબાપ, ધાક અને પ્રેમ, ગામડાની પ્રાથમિક કેળવણી, સ્વતંત્ર ખેતી, મજૂરી, વસ્ત્રસ્વાવલંબન, બાંધ્યો પગાર, સ્વાશ્રયી ખેતી, સહાયક ઉદ્યોગ:

પત્ર બાવીસમો ૧૨૭

લોકસેવકનું ખર્ચાળ જીવન, ઉપદેશકનો ધંધો, સાચી યોગ્યતા, સાચો મિત્ર:

પત્ર ત્રેવીસમો ૧૨૯

ધંધામાં આર્થિક નિશ્ચિંતતા અને પત્નીની ઘર કરીને રહેવાની ઇચ્છાને ગામડાના લોકોની સેવા કરવાની વૃત્તિ સાથે કેમ મેળ બેસાડવો એવા પ્રશ્નનો જવાબ:

પત્ર ચોવીસમો ૧૩૩

'સુખ દુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે ઘડીયાં' આ તત્ત્વજ્ઞાને હિંદને નશીબવાદી બનાવી, પુરુષાર્થહીન કર્યું છે છતાં આપ ભાઈ... ના પત્રમાં શા માટે લખો છો કે 'દુઃખ રહેવાનાં છે તે ટાળ્યાં ટળવાનાં નથી?' આવા પ્રશ્નનો ઉત્તર:

**પત્ર પચીસમો** ૧૩૫

'ગામડામાં સેવા કરવા રહેનારે પગાર લેવો કે નહિ?' એક ગ્રામ સેવકના પ્રશ્નનો ઉત્તર :

**પત્ર છવીસમો** ૧૩૬

'કાર્યની સફળતાનું માપ શી રીતે કાઢવું ?'

**પત્ર સત્તાવીસમો**

'રામકૃષ્ણ દેવની માફક પરિણિત બ્રહ્મચર્ય પાળવા માટે કેવી સહધર્મિણી પસંદ કરવી? ગામડાની સેવા માટે કયા ગુણો આવશ્યક છે?' આ બન્ને પ્રશ્નોના ટૂંકા જવાબ આમાં આપ્યા છે.

**પત્ર અઠ્ઠાવીસમો** ૧૩૮

સ્વભાવભેદ તથા વિચારભેદને કારણે સંસ્થામાંથી મુક્ત થનાર મિત્રને, વ્યક્તિ અને સમષ્ટિની જવાબદારી સમજાવતો પત્ર:

**પત્ર ઓગણત્રીસમો** ૧૩૯

વાચન કરતાં સ્વયંવિચાર અને સ્વાધ્યાયનું મહત્ત્વ આમાં સમજાવ્યું છે.

**પત્ર ત્રીસમો** ૧૪૦

સ્વાશ્રય, શ્રમજીવન, ખાદીકાર્ય, ફુરસદે સેવાકાર્ય, વગેરે બાબતમાં એક ગ્રામસેવકના પ્રશ્નના ઉત્તરમાં દર્શાવેલા વિચારો.

## પત્ર એકત્રીસમો ૧૪૪

વણાટકામ કરી ગુજરાન ચલાવતા એક ગ્રામસેવકે પૂછેલા પ્રશ્નોના ઉત્તરમાં લખેલો પત્ર :

(૧) પગારદાર સેવકના ત્યાગની લોકો પર ઓછી છાપ પડે છે તેનું કારણ શું?

(૨) ચાલુ ધંધામાંના કોઈપણ ધંધો કરીને કમાઈએ તે હકની કમાઈ અને સંસ્થાના ફંડમાંથી પગાર કંપ લઈએ તે ધર્માદાનું એમ શાથી લાગે છે?

(૩) ધંધામાં ખર્ચેલો વખત સ્વાર્થમાં ખર્ચ્યો લાગે અને સંસ્થામાં આપેલો સમય સેવામાં ગાળ્યો ગણાય છે. એમ લાગવાનું કારણ શું!

અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્રની દષ્ટિએ ઉપરના મુદ્દાઓને ઝીણવટથી છણી આ પત્રમાં સમજાવવામાં આવ્યા છે.

## નીતિની કમાણી ૧૬૧

ગામડાના લોકોને નજર સામે રાખી લખેલો આ પત્રલેખ સાદાં ઉદાહરણથી નીતિની કમાણી કોને કહેવાય તે સમજાવે છે.

## પત્ર બત્રીસમો ૧૬૪

એક પારસી યુવકે શિષ્ટાચાર વિષે અભિપ્રાય માગતાં લખી આપેલા વિચારોઃ

## પત્ર તેત્રીસમો ૧૬૫

ઉપરોકત યુવાનને બીજે પ્રસંગે મૌન અને સત્યની મર્યાદા સમજાવવા લખી આપેલા વિચારોઃ

રાજકોટ સત્યાગ્રહમાં એજન્સીની હદમાં રહી કામ કરતા એક કાર્યકર્તા પર લખેલ પત્ર : જેમાં સાધનની પવિત્રતા અને સાધ્યની ક્ષણભંગુરતા ઉપર પૂ૦ મહાત્માજી શા માટે ભાર મૂકે છે તે સમજાવ્યું છે.



☆

'પત્ર સાહિત્ય હમેશાં આકર્ષક હોય જ છે. કેમકે ખાનગી સંભાષણ જેટલું જ એ પવિત્ર હોય છે. કેમકે એમાં એક હૃદય બીજા હૃદય સાથે વાતો કરતું હોય છે. અને જ્યારે એકાદ ઉન્નત હૃદય મોક્ષાર્થી થઈને સાચી જીવદયાથી બીજાં હૃદયો સાથે વાતો કરે છે ત્યારે એ પત્રોમાં આધ્યાત્મિકભાવ એટલો સ્વભાવિક રીતે ખીલે છે કે કોક કોકવાર એ પત્રો દીક્ષાની ગરજ સારે છે.

काका कालेलकर.

☆

સત્યાગ્રહ છાવણી
**વિરમગામ** તા. ૧૧-૬-૩૧

**ભાઈશ્રી,**

**પત્ર** મળ્યો. રસ્તો એક જ અને ખુલ્લો છે. એ રસ્તે કશા ચાંકઘોંક નથી. એટલે તેમાં બતાવવા જેવું કશું નથી. માત્ર વૈરાગ્ય વધારે તીવ્ર જોઈએ. રામચંદ્રજીને આજ્ઞા આપવા દશરથ ક્યાં રાજી હતા? વૈરાગ્ય અને નિશ્ચયથી કેમ કામ લેવાય તે ભગવાન રામચંદ્રે બતાવી આપ્યું. સંકલ્પ દૃઢ હશે તો તેને કોણ રોકી શકશે? કેમ રોકી શકશે? તમે પોતે તો ફકીરીના પૂરા ખ્યાલથી નીકળો. પિતાની મદદની આશા ન રાખો. ઈશ્વરને જીવન સોંપી દ્યો, એટલે બસ.

વાનપ્રસ્થી જીવન ગાળતા થવામાં વયની મર્યાદા વળી કોઈ શકે ખરી? પિતાની આજ્ઞા કરતાં આશીર્વાદની વધારે જરૂર છે. અને તે તો તમે જ્યાં હશો ત્યાં મળી રહેશે. આજ્ઞા નહિ મળે તો અનુજ્ઞા તો મળશે જ—આજે નહિ, પછીથી.

ભગવાન બુદ્ધ ચોરીથી સંસાર છોડીને ભાગ્યા હતા. પણ જ્યારે તેમને જ્ઞાન લાધ્યું અને પાછા વતનમાં આવી ચડ્યા ત્યારે એ જ યશોધરાએ તેમને હાથે દીક્ષિત થવાની યાચના કરી હતી.

પિતાનું હૃદયપરિવર્તન શબ્દોથી મનાવ્યે થશે કે ભગવાન બુદ્ધની પેઠે તપ અને પ્રેમમાં પુનર્જન્મ લઈ ખુદાઈ આલ્હેક જગાવવાથી? યશોધરાને સમજાવવા બુદ્ધ ન રહી શકયા. તેના તપથી યશોધરા આપોઆપ સમજી ગઈ. પિતાને તમે શબ્દોથી સમજાવી શકશો?

કમાવું કોના માટે? હજી તમને ભોગવિલાસ દ્રષ્ટિમર્યાદામાં આવે છે? ભાવી જીવનમાં તેની અભિલાષા જાગી ઊઠશે તેમ લાગે છે? કે ગરીબોની હાયથી તમારાં અંગેઅંગ સળગી ઊઠયાં છે? આગ કેમ ઓલવાય એવું તે કોઈ પૂછતું હશે? કે દોડીને તે પાણીમાં પડતું મૂકવાનો!

મહાપુરુષો ગયા છે એ જ એક રસ્તો છે.

મિ૦.........ના
વં. મા.

૨

**વિરમગામ**

તા. ૨૫-૧૧-૩૧

**ભાઈશ્રી,**

**શ્રી**......બહેનના સમાચાર જાણી દુઃખ તો થયું પણ સાથે એવો પણ વિચાર આવ્યો કે તે પણ એક કસોટી છે. જો બીજું કોઈ સારવાર કરી શકે તેવું હોય જ નહિ તો જેટલે અંશે લોહીથી બંધાએલા કુટુંબનો સંબંધ આપણે જાળવી રાખીએ તેટલે અંશે તેની જરૂરના પ્રસંગે મદદ કરવા પણ આપણે બંધાઈ રહેવું પડે. એ જવાબદારી ફેંકી કેમ દેવાય છતાં શ્રી........બહેન જેવાં પરહિતાર્થી જીવનો ઉપયોગ આવી બાબતોમાં લેવાની ઇચ્છા કરવી

એ કાચથી સરે ત્યાં હીરો વાપરવા જેવું તો લાગે જ છે. આ બધું તો 'તમે ફસાઈ પડવું' એ શબ્દ વાપર્યો તે માટે લખવું પડ્યું. જેમ દારૂ પીવા જેવી ભ્રષ્ટ ચલણને પરિણામે કાદવમાં ગબડેલાની સારવાર કરવામાં પણ સેવા છે, તો સંસારી દારૂ પીને પ્રસૂતિના ખાડામાં ગબડી પડનારની સેવા કરવાનું આવી પડે તો તે તેટલી જ ધર્મભાવનાથી ઉપાડી લેવું જોઈએ એવું મને લાગે છે.

બીજું કોઈ સારવાર કરનાર ન હોય ત્યારે તો ખાસ. અને આવા સંજોગોમાં તાલીમ લેવા ન જઈ શકાય તેથી દીલ તો બહુ કચવાય. પણ ઈશ્વરની ઈચ્છા એવી જ છે એમ શ્રદ્ધા રાખવી ઘટે. છુટા ફરવાની અબાધિત સગવડને લીધે બંધન સહન કરવાની તાકાત હરાઈ ગઈ છે કે નહિ તેની કસોટી ઈશ્વર કરવા ચાહે છે એમ માની લેવું.

તમારા પોતાને વિષે તમે જે લખો છો તેમાં હું શી શિખામણ આપી શકું? આંધળો આંધળાને દોરે તો હું તમને દોરી શકું.

છતાં એક વાત તો નક્કી છે કે ઉતાવળે આંબા નથી પાકતા.

અમુક જાતના જીવનમાં સમય ગાળીએ છીએ ત્યારે બીજી જાતના જીવનમાં કંઈક વધારે અનુકૂળતા હશે એમ આપણે માનીએ છીએ. તે માન્યતા બાંધવામાં ચાલુ જીવનનો અણગમો જેટલો ફાળો આપે છે તેના પ્રમાણમાં બીજા જીવનની અનુકૂળતાઓનો બહુ જ ઓછો ફાળો હોય છે. જીવનના બે પ્રકાર છે: એક નિયત પ્રણાલીવાળું સ્થિર કાર્યક્રમનું; અને બીજું આપણા જેવું અસ્થિર.

સ્થિર જીવન વધારે પવિત્ર લાગે છે. પણ સ્થિરતામાં જ પવિત્રતા ને વિશેષ અનુકૂળતા છે એમ મને નથી લાગતું. એથી ઊલટું પણ મને લાગે છે. આશ્રમ જેવામાં રહેવું તો કોને ન

ગમે? પણ આશ્રમમાં રહેનારાંનાં અંદરનાં જીવન આપણે ક્યાં જાણીએ છીએ? ......ભાઈને તેનો અનુભવ છે.

સંતસમાગમ એ પારસમણી છે એ તો તેમ છતાં ય હું સ્વીકારું છું. અને એ મોટામાં મોટી ચાવી આત્મભાન કરાવવાની છે એમ પણ મને લાગે છે. પણ તે આપણને ચોંકાવે, જાગ્રત કરે; પણ જેમ ગોર ઘરસંસાર ન ચલાવી આપે તેમ તે પણ આપણા હૃદયને દોરી નથી શકતા. તે તો જાતે જ કરવું પડે છે, અથવા થયા કરે છે. પરાપૂર્વના સંસ્કાર એ નજીવી વસ્તુ નથી. પણ શ્રદ્ધા તેથી ઘણી ઘણી બળવાન છે. એટલે સતત જાગ્રતિ અને પ્રયત્ન એ જ આપણું ધ્યેય બન્યું. હાલના લડતના સંજોગોમાં આશ્રમમાં ભરાઈ બેસવું મને તો ઠીક નથી લાગતું. માસે બે માસે ત્યાં થોડો વખત જઈ આવી ઉત્સાહ અને પ્રેરણા મેળવી આવવાં એ ઠીક છે. હું કાલ્પનિક દલીલ કરું તેના કરતાં આશ્રમમાં રહેલા અગર રહેતા તમને પ્રયત્નવાન લાગતા એવા કોઈ ભાઈને મળી તેની અંગત માહિતી મેળવો તો જ તમને ખરું જાણવાનું મળે અને શંકાનું નિવારણ થઈ શકે. બાકી ......જેવાની સાથે આપણે આપણું જીવન કેમ તોળી શકીએ? પણ સામાન્ય આશ્રમવાસીના આંતરિક જીવન વિષે માહિતી મેળવવાનું મેં ઉપર લખ્યું છે.

વાત એમ છે કે એકવાર આધ્યાત્મિક આદર્શને સ્વીકાર્યો એટલે હમેશાં આપણને ઉણપ લાગ્યા જ કરવાની, સાલ્યા જ કરવાની. મહાત્માજી જેવાને પણ એમ જ થાય. સુરદાસને ભક્ત થયા પછી પણ શું થતું હતું? "મો સમ કૌન કુટિલ ખલ કામી" એ રાડ કાઢનાર વિષે આપણે શું કહીએ? પાપી કે ધર્મી? આધ્યાત્મિકતા એટલે પાપને ઓળખવાની શકિત એમ પણ એક રીતે કેમ ન કહેવાય?

સંપૂર્ણતા — પૂરી પવિત્રતા એ ધ્રુવનો તારો છે. ગમે તેટલું ચાલો તો પણ તે દૂર જ રહેવાનો. એવું જાણવા છતાં જે તેને નિશાન રાખીને સતત ચાલ્યા કરે છે તે જ્ઞાની પુરુષાર્થી છે. મારી કહેવાની મતલબ એટલી જ છે કે સ્થાન બદલવાથી નવું નવું હોય ત્યાં સુધી ફાયદો જણાય, પણ પછી તો હતા તેના તે. વિજળીના જેવી પ્રેરણા મળી જાય ત્યારે વળી આગળ પગલું પડે. તે તો કોઈ શુભ ઘડીએ થાય છે. સતત થતું નથી. આ બાબતમાં હું કશો નિર્ણય આપી શકું તેમ નથી. મને લાગે છે તે મેં લખ્યું છે. તમે જવા બાબતમાં આશ્રમજીવન ગાળતા કોઈ તમારી કોટિના મુમુક્ષુને મળી તેનો અનુભવ જાણ્યા બાદ વિચારો કરો તે વધારે સાચા નીવડવા સંભવ છે.

લિ० ………ના

વં. મા.

૩

પંચગની

તા. ૬–૬–૩૩

ભાઈશ્રી.

તમારી રાઉન્ડ ટેબલ કોન્ફરન્સના સમાચાર જાણ્યા. તેમાં વધારે પ્રતિનિધિઓનો સમાવેશ નથી પણ નિવેદનો રજુ કરી શકાતાં હશે તેમ ધારીને આજે કાંઈક લખું છું.

(૧) સર્વાનુમતે જે નિર્ણય થાય તે હંમેશાં સ્વીકાર્ય જ ન હોઈ શકે. દાખલા તરીકે, તમે સૌ જણ એમ નિર્ણય કરો કે આપણે કમાવું, ઘર માંડવું, અને ગૃહસ્થાશ્રમ ચલાવવો. આવો

નિર્ણય કોને ન ગમે? છતાં જેમાંથી છૂટવાને માટે તમે નોકરી છોડી અને જ્યાં જવાને માટે તમે અને ........બહેને આટલાં વર્ષ તેમ કર્યું, તે તરફ લઈ જનારો એ નિર્ણય ન હોવાથી એ અસ્પૃશ્ય ગણાય.

(૨) જો નીતિથી જીવન ગાળવું હોય અને નીતિથી કમાણી કરવી હોઈ તો આ કટોકટીના જમાનામાં વિસ્તૃત કુટુંબને ન્યાય આપીને પોષી શકવું મુશ્કેલ છે. એટલે, જેને સેવા કરવી હોય તેણે બ્રહ્મચર્ય પાળવું જોઈએ એવું પૂ. મહાત્માજી કહેતા આવ્યા છે. આ દૃષ્ટિ સામાન્ય ગૃહસ્થીને માટે અગત્યની છે. તો પછી તમારા કુટુંબને માટે અનિવાર્ય છે એમ કેમ ન કહી શકાય?

(૩) આપણા જેવા પામર માણસોને માટે ખાનગી જીવન ગાળવું અને બ્રહ્મચર્ય પાળવું એ મને તો ઘણું જ દુર્ઘટ લાગે છે. આશ્રમમાં રહેનારને માટે પણ તેથી જ સ્ત્રી પુરુષોના અલગ વિભાગ કરવા પડયા. એટલે જ્યાં સુધી તમારા જીવનના ચોવીસે કલાક જાહેર જીવનમાં ન જાય એટલે કે તમારા જીવનની ક્ષણે ક્ષણ અન્ય માણસોની નજર સમક્ષ ન રહે, ત્યાં સુધી બ્રહ્મચર્ય પાળવાના મનોરથ રૂપાળા હોવા છતાં વાંઝિયા રહેવાનો વધારે સંભવ છે.

(૪) હું સમજું છું તે પ્રમાણે, અને ઘણે ભાગે તો તમારે પૂ. મહાત્માજી સાથે વાતચીત થઈ છે તે પ્રમાણે, બે પત્નીના પતિએ જો પોતે અને પોતાની પત્નીઓને સ્થાયી સુખ જોઈતું હોય તો તે એક જ શરતે મળી શકે: તેઓ બ્રહ્મચર્ય પાળે. હું તો એટલે સુધી કહું છું કે વિધવાના અને બે પત્નીના પતિના ધર્મો એક જ છે. આમાં થોડી અતિશયોક્તિ છે તે બાદ કરી નાખવી જોઈએ.

(૫) આવું નિર્મળ જીવન ગાળવું હોય તો ત્રણેને પોતાને મનગમતું સેવાનું ક્ષેત્ર હોવું જોઈએ, જ્યાં પોતાના મનોરથો અને મહત્ત્વાકાંક્ષાઓ મૂર્તિમંત કરી તેમાં જીવનસાફલ્યનો આનંદ લઈ શકે. જો પોતાની પ્રકૃતિ આમ સાત્વિક દુનિયાનું સર્જન અને પોષણ ન કરી શકે તો જીવનમાં અસંતોષ અને માનસિક વ્યથા જ તેના નસીબમાં રહે.

(૬) ધર્મકાર્યની અંદર મદદ કરવાને માટે એક બીજા બંધાએલ છે પણ તે સિવાય તેવું બંધન અનિવાર્ય નથી. એક બીજાની ઉન્નતિમાં મદદ કરવાને માટે એક બીજાએ હોમાઈ જવું એ હિંદુ સંસારના કુટુંબીના ફરજ છે. પણ તે ઉન્નતિને માટે જ.

પરાધીનતાની દશા—ખાસ કરીને મનોદશા સ્ત્રી કે પુરુષને માટે ત્યાજ્ય જ છે. એટલે તે કાઢી નાખવી જ જોઈએ. પતિ અને પત્ની આથી સ્વતંત્ર છતાં સહયોગી હોવાં જોઈએ. સ્વતંત્રતાનો અર્થ સમાનતા નથી પણ ઉન્નતિને માટે સમાન-સગવડ એટલો જ થાય છે. એ સગવડનો લાભ દરેક વ્યકિત લઈ શકે એવો પ્રયત્ન કરવાની સમજુતી વિશેષ ફરજ છે.

લિ૰.........ના

વં. મા.

પંચગની
તા. ૧–૮–૩૭

ભાઈશ્રી,

આપણે સારી રીતે તો વરોડામાં જ એક બીજાને જાણતા થયા. ત્યારે કેટલીક વાતચીતની આપ-લે થઈ પણ હૈયું ખોલીને તમે કે હું કોઈ બોલ્યા નહિ. પછી વાત, પછી વાત કરતાં મુદત પૂરી થઈ અને એક બીજાનાં અંતર ખોલવાનું તો રહી જ ગયું, એમ મને લાગે છે. તમને શું લાગ્યું હશે તે તમે જાણો. પછી તો તમે ત્યાં ફેંકાયા ને હું અહીં પછી લખવાનું શું હોય? લખવા કરતાં ધારી જ લેવાનું રહ્યું કે તમે ત્યાં સુંદર પ્રગતિ કરી રહ્યા હશો ને હું અહીં.

જુવાનિયા તો લાંબા લાંબા કાગળ લખવાના શોખીન હોય પણ સરકારને કોણ ખટવે એટલે તમારા વિચારો આવતા છતાં મેં ન લખ્યું. તમે પણ તે જ કારણે કાગળ ન લખ્યા હોય એમ શા માટે ન ધારવું?

પણ ...ભાઈએ લખ્યું કે મારે તમને એક કાગળ લખવો. એટલે લખવો જ જોઈએ ને?

પણ શું લખું? તમારા વિશે મને જે વિચારો આવે છે તે જ લખું છું.

હવે તમે તુરતમાં વિનીત થઈ જવાના અને ત્યાંનો અભ્યાસ પૂરો કરી લેવાના. એ વિચાર આવે. પણ સાથે સાથે એમ પણ થાય છે કે પરીક્ષા તો માર્ચમાં. એને તો ઘણી વાર. એટલે હજી તમારા જીવનને પલટો લેવાને મુદત છે. બીજો એમ વિચાર આવે છે કે પણ વિનીત થવાને વાર હોય ત્યારે એમ લાગે કે ક્યારે વિનીત થઈ જાઉં? પણ વિનીતની હદ નજીક આવે ત્યાર અગાઉથી

જ મનમાં તો ઘોળાવા લાગે કે પછી શું? એક પૂરું થયા પહેલાં પછીની ચિન્તા શરૂ થઈ જાય એમ તમને પણ થતું હશે. અને તમને કેવા કેવા વિચારો આવતા હશે!

એમ થતું હશે કે વિનીત થયા પછી શું? આગળ ભણવું? વિદ્યાપીઠ બંધ છે. શાન્તિનિકેતન જવાનું મળે તો કેવું સારું? પણ એટલા પૈસાની પાછી જોગવાઈ કરવાની. અને ત્યાં જઈને પણ શું ભણવાનું? અને તે ભણીને પણ પછી શું? એ પ્રશ્ન તો ખડો જ રહે.

વળી એમ થતું હશેઃ ના, ના; આટલાં બધાં વર્ષો બીજાના ઉપર અવલંબન રાખીને કાઢયાં. હવે તો આપકમાઈથી જ આગળ રસ્તો કાઢવો. પણ શો ધંધો કરવો? વેપારીને ત્યાં નોકરી કે કોઈ સંસ્થામાં શિક્ષક. બીજું એકદમ હાથ લાગે અને ફાવે તેવું શું છે? એમ થતું હશે કે બસ એવું જ કંઈક હાલ તુરત પકડી લેવું. ભાઈને મદદગાર થવાનું પણ આથી બને. વળી એમ પણ થતું હશે કે વેપારીને ત્યાં રહેવામાં જીવનનો વિકાસ શો? સેવા શી? એ કરતાં કોઈ સંસ્થા જ સારી. એક પંથ ને દો કાજ. વળી કદી એવો પણ વિચાર કેમ નહિ આવતો હોય કે ગૃહસ્થાશ્રમ શરૂ કરવો કે નહિ? તે તુરતમાં જ નક્કી કરી નાંખવું જોઈએ. તમારી ઉમ્મરે એ વિચાર આવે એ કુદરતી છે. અને ગૃહસ્થ બનવું હોય તો પછી લગ્ન કરવા માટે નજીકમાં જ તૈયાર થઈ જવું જોઈએ. લગ્ન કરવાની ઇચ્છા થાય પણ સુખી સંસાર થવા માટે સારી કન્યા તો જોઈએ જ ને? બાપા પસંદ કરે તેમાં આપણને સંતોષ ન થાય અને ભાઈ તો ઉદાસીન એટલે આનો તોડ કાઢવો પણ મુશ્કેલ. આવા વિચારોમાં વળી અધવચ જ ભંગાણ પડતું હશે અને પાછો પેલો આકરો સવાલ સામે આવી ઊભો રહેતો હશેઃ તે પણ

પ્રથમ પાયામાં તો કોઈ સારો ધંધો અને સ્થિર કમાઈનું સાધન જોઈએ તે એક વાર હાથ કર્યા પછી ગૃહસ્થાશ્રમના વિચાર કામના.

વળી એ પણ પ્રશ્ન આવતો હશે કે ગૃહસ્થ થઈને દુનિયામાં વધારે ઉપયોગી થઈ શકીશ કે એકલો? અને આગળ ન ભણું અને સારી કમાઈ ન મેળવી શકું તો એ ગરીબ ગૃહસ્થાશ્રમ કેવો આકરો થઈ પડે? છોકરાં વગેરેની યોગ્ય કેળવણી અને ઉછેર ન થાય અને ઊલટું પાપમાં પડવા જેવું થાય.

ત્યારે પાછું ચક્કર ફરતું હશે. નથી આગળ ભણવાને સારું સાધન, નથી ખાતરી કે સારી સંસ્કારી કન્યા મળશે. અને આટલા જ શિક્ષણથી અંત કરવું પડે તો સારી કમાઈ મળી રહેશે કે કેમ તેની શી ખાતરી? ત્યારે શું અત્યારથી જ લોકસેવા—ગામડાની સેવામાં લાગી જવું ઠીક છે?

પણ મન કચવાતું બોલતું હશે: ના, ના; એમાં શું? આવડત વિનાના અણઘડ અને ચીલે ચાલનાર નીરસ ગ્રામસેવકનું અકળુંધ જેવું જીવન તે કેમ ગમે? એ તો કાંઈ ન આવડે એને માટે છે. મારે તો દુનિયામાં ઠીક ઠીક સ્થાન મેળવવું જ છે. ગામડામાં જઈને શું કરવાનું છે?

હા, દુનિયામાં ઠીક ઠીક પણ સ્થાન મેળવવું એ તો નક્કી જ. એમ જાણે છેવટનો નિર્ણય આવ્યો હોય એમ તમને લાગતું હશે. પણ પાછું કોકડું ગુંચાતું હશે. એ તો હતા ત્યાં ને ત્યાં જ આવ્યા. પણ એ સ્થાન મેળવવું શી રીતે? એ સવાલ તો ઊભો જ રહ્યો.

આવી કંઈક ધમાલ તમારા મગજમાં વેળા કવેળા ચાલતી હશે એવી કલ્પના કરી રહ્યો છું. તે ખોટી પણ હોય. પણ ...ભાઈ એ લખ્યું કે તમને કાગળ લખવો એટલે પછી આવું લખ્યું.

કેટલું બધું લખી નાખ્યું ? લખવાનું ખૂટે તો પણ જાણે હજુ ઘણું બધું લખ્યા કરવાનું હોય તો કેવું સારું એવું લાગે છે. તમને પણ એવો અનુભવ થયો હશે કે ઘણું લખીએ તો પણ લાગે કે જાણે હજી કાંઈ લખ્યું ! નથી હજી લખવાનું હોત તો સારું થાત એવી મનોદશામાં આ કાગળ પૂરો થાય છે પૂરો થાય છે કે અધૂરો રહે છે એ અનુભવ્યું હશે તો તમે સમજી લેશો.

લિ૦.........ના

વં.મા.

તા. ક.—અધ્યાપન મંદિરમાં......ભાઈ આવ્યા છે તેનું હસવું એક વાર સાંભળી લેજો. એ પછી તમારું હસવું એક વાર યાદ રાખી લેજો અને પછી સરખાવજો કે બંનેના હાસ્યનો અવાજ કેવોક મળતો આવે છે !

૫

પંચગની

ભાદરવા વદ ૭, ૧૯૮૯

**ભાઈશ્રી,**

પર્વતમાંથી નીકળતા એકાદ ઝરાના જેવો તમારો પત્ર મળ્યો ......ભાઈએ લખેલું કે......ભાઈ બહુ મુંઝાય છે તેને કંઈક લખો તો શાંતિ થાય. એનો ભાવાર્થ હું હવે સમજ્યો. તમારી સાથે પત્રવ્યવહાર થાય તેમાં હું તમને જે રીતે સંબોધીને લખું છું તે રીતે તમે પણ મને સંબોધીને લખો એ ઇચ્છું છું. પૂજ્ય,

તપસ્વી, મહાત્મા વગેરે શબ્દોથી મારી ઓળખાણ કરીને અને રાખીને બધા મિત્રો મને સતાવી રહ્યા છે તેને ક્યાંક તો હદ આવવી જોઈએ. એટલે તમે નવો ચીલો પાડી મને શાંતિ આપનારમાંના એક બનો એ હું ખાસ ઇચ્છું છું.

બ્રહ્મચર્યની બાબતમાં તમે મારા વિષે જે કલ્પના કરી અને આકર્ષાયા તે વિષે ખરું કહીએ તો એમ કહેવાય કે 'ડુંગરા દૂરથી રળિયામણા લાગે છે' તેવા ખરેખર હોતા નથી. તમારો કાગળ વાંચવાથી તો મને ઊલટું એમ લાગ્યું કે મારી સ્થિતિ તમારાથી વધારે ખરાબ પણ હતી અને એમાંથી સંપૂર્ણપણે મુક્ત થયાને હજુ બેઅઢી વર્ષ જ થયાં છે. અત્યારે પણ જેને ઊર્ધ્વરેતા કહેવાય તેવો હું નથી જ. એટલે મારા વિષે તમે ધારી લીધેલું ખોટું હોઈને જેટલા માનને પાત્ર લોકો મને ધારે છે તેટલા માનને પાત્ર હું નથી જ—મારા મૌનને કારણે તમારી પેઠે ઘણા—લગભગ બધા જ મિત્રો અને લોકો ભુલાવામાં પડે છે અને પરિણામે તેમનો મારા પ્રત્યેનો આદરભાવ મને અંતરમાંના સંતાપનું જ કારણ બને છે. તમારો મારા વિષેનો ખ્યાલ આથી સુધરે અને જે જે ભાઈઓ તમારા જેવા જ ખોટા ખ્યાલમાં છે તેમને પ્રસંગ મળ્યે તમે ખરી સ્થિતિથી વાકેફ કરો તો તમે મારા ઉપર ઘણો બધો ઉપકાર કરી શકો.

સહશિક્ષણના તમને જે અનુભવ થાય છે તેવા અનુભવમાંથી પસાર થવાનું મારે તો બન્યું જ નથી. નાનપણથી જ હું અતડો રહેલો અને જાહેર હીલચાલમાં ભાગ લીધા પહેલાં ઇતર જાતિ સાથે પ્રસંગમાં જ નહિ આવ્યો અને પછી પણ બહુ જ સંકોચથી અને નછૂટકે, જ્યારે આવશ્યક થઈ પડે ત્યારે હું બહેનોના પ્રસંગમાં આવ્યો. પણ ત્યારે તો મારી સમજણ ઠીક ઠીક ચોખ્ખી થએલી હોવાથી એવી કોઈ લાગણી મેં અનુભવી નથી. છતાં આપણા

જાણીતા એક બીજા ભાઈના અનુભવ તમારા અનુભવ જેવો જ થએલો. પણ તેનું કંઈ વખોડવા જેવું પરિણામ નહિ આવેલ. તમે ગભરાઓ છો. તેટલું તેટલું ગભરાવા જેવું તેમાં નથી.

બ્રહ્મચર્યની મુખ્ય વાતને છેવટે રહેવા દઈ ઉપરની વાત પહેલી ચર્ચું. પણ હું જે લખું તે સાચું જ છે એમ માની લેવાની કશી જરૂર નથી. મને સમજાયું છે તેવું હું લખું છું અને મારા પ્રત્યેની અંધ શ્રદ્ધા આપનાથી ઓછી થઈ હશે તો હું આશા રાખું છું કે તમે મારા લખાણને કસી શકશો અને તેમાં તથ્ય લાગે તેટલું જ સ્વીકારશો.

ચીભડાં કે તુરિયાંના વેલા તમે જોયા હશે. તો જાણતા હશો કે તેને પહેલાં ફૂલ બેસે છે તે એમને એમ ખરી જાય છે. તેમાં ફળ બેસતાં નથી. પછી ફરીને ફૂલ બેસે છે. તેમાં ફાલ આવે છે. મનુષ્યના જીવનમાં પણ કંઈક એવું જ છે. અમુક વખતે અમુક લાગણીઓ પેદા થાય છે. પણ તે ચિરંજીવી કે કાંઈ પરિણામ લાવનારી હોતી નથી. કાળબળે એ પેદા થાય છે અને ઉપર કહ્યું તેમ ચીભડાનાં પહેલાં ફૂલની પેઠે થોડું જીવી લય પામી જાય છે. એવાં ખોટાં ફૂલથી અનુભવી માળી હરખાતો નથી અને એ ફાલ ખરી જતાં શોક પામતો નથી કારણકે કુદરતના ક્રમમાં એ પહેલા ફાલનું શું સ્થાન છે તે તે સારી રીતે જાણે છે. પણ નાનાં છોકરાં તો ફૂલ બેઠેલાં જોઈને જ રાજી થાય છે કે હવે જલદી ચીભડાં બેસશે ને ફૂલો ખરી જતાં જોઈને શોકને પણ પામે છે. પણ કુદરતના ક્રમમાં પહેલા ફાલનું સ્થાન શું છે તે જાણે છે તે તેથી વિહ્વળ થતો નથી પણ થોડો કાળ ગમે તે બીજી પ્રવૃત્તિમાં ગાળી નાખે છે એટલે કાળબળ પૂરું થતાં તે ફૂલો આપોઆપ અદૃશ્ય થઈ નવા અને સાચા ફાલને માટે સ્થાન કરે છે.

આવળ અને ગુલાબનાં ફૂલોમાંથી તમને કયું ગમશે? કારણ એકનું સૌન્દર્ય તમને આકર્ષે છે તે આકર્ષણમાં તમારા બુદ્ધિ-વિકાસની આવશ્યકતા નથી તે આકર્ષણ બુદ્ધિ મંદ થાય તો પણ હવે તેમ નથી. સૌન્દર્યનો તમારા મન સાથેનો સંબંધ બુદ્ધિથી સ્વતંત્ર છે, કુદરતની રચના જ તે માટે જવાબદાર છે.

તમને ગુલાબનું ફૂલ આકર્ષે છે. મોર અને ઢેલ તેમાં કોણ આકર્ષે? મોર તેનું કારણ પણ તે જ છે. મોર કંઈ સુંઘાતો નથી. કે ઘોડાની પેઠે તેના પર સ્વારી પણ થતી નથી. તમારા કોઈ પણ કામમાં તે આવતો નથી તો પણ તે તમને ગમે છે. અને જો કોઈ મોર તમારા ઘરના સામેના ઝાડ ઉપર વસતો હોય તો તમને તે બહુ જ ગમે. એમ થાય કે મારા આંગણામાં જ આવીને તે બેસી રહે તો કેવું સારું? અને તે એમ કહે તો? તો તમને થાય, કૂતરાની જેમ મારી સાથે સાથે ફરે તો કેવું સારું? અને તેમ કરે તો! મને ખતરી છે કે તમે તેને દિવસમાં અનેક વાર થાબડો, અનેક વાર નચાવો. અને અનેક વાર પજવો પણ ખરા. ને એમ કરો તો એમાં શું પાપ? શું ખોટું?

માણસજાતિમાં આ બાબતને લઈ જાવ તો તે કેમ બંધ બેસે. પુરુષ કરતાં સ્ત્રીને કુદરતે જ વધારે સોહામણી બનાવી છે તેમ જ હું તમને પૂછું કે તમને મોર સારો લાગે કે ઢેલ? અને તમે જો જવાબ દ્યો કે મોર, તો હું તમારા વિશે શું ધારું? અને હું તમને પૂછું કે તમને સ્ત્રી સારી લાગે છે કે પુરુષ? અને તમે જવાબ દ્યો કે સ્ત્રી, તો પહેલા પ્રશ્નના જવાબ વખતે તમારા વિશે જ ધાર્યું હતું તેથી જરાપણ વધારે શું ધારી લેવું ઘટે? હું તો ધારું છું કે યોગી પણ એમ જ કહે કે પુરુષ કરતાં સ્ત્રી વધારે સુંદર છે. બે અને બે ચાર થાય એવી એ વાત છે. એટલે જો પુરુષ કરતાં સ્ત્રી વધારે સુંદર છે એવું જો કોઈને લાગે તો તેમાં પાપ ક્યાં છે?

સુંદર લાગે એટલે શું? હું પૂછું કે આ અક્ષર કયો છે? તમે કહો કે મ. અને આ? પ. આ મ છે અને આ પ છે એનો ભેદ સમજવો એવો માત્ર તર્કનો ભેદ જ આ સુંદર અને આ અસુંદર એમાં નથી સમજાએલો. એમાં લાગણીનો પ્રશ્ન છે. ફરવા જતાં તમે કોઈ સુંદર પંખી જુઓ તો જરૂર તે તરફ જોવાનું, તેની પાસે જવાનું મન થવાનું. નહિતર તમે તેની સુંદરતા પીછાનો છો એમ હું ન માનું. એટલે સુંદર લાગે કે ગમે તેના સાન્નિધ્યનું મન થાય એમ આગળ ચાલીને કહીએ તો અયોગ્ય નથી, એ માનવ પ્રકૃતિ છે એટલે કુદરતી છે. આ એક મુદ્દો થયો, ને બરાબર વિચારી જોશો, હજુ એ બીજા મુદ્દા રહે છે. તે સમજ્યા પછી પાછો ફરીથી એ બધાનો સમગ્ર વિચાર કરવો રહેશે.

બીજો મુદ્દો એ છે કે જેમ જેમ જુવાની આવતી જાય છે તેમ તેમ તે શરૂઆતના કાળમાં જુવાન, પછી તે સ્ત્રી હોય યા પુરુષ, પોતાના શરીરને વધારે ને વધારે સુંદર કરવા અને દેખાડવા પ્રેરાય છે. એ વખતે ટાપટીપ વધે છે અને અતિ સ્વચ્છતા અતિ પવિત્રતા અતિ ઉન્નતતા વગેરેના આશક થઈ તે તરફ ધસે છે. ધસે છે એટલું જ નહિ પણ તેમાં જરા અંતરાય આવતાં હદ કરતાં વધારે તેને માઠું લાગી જાય છે. અને તેની લાગણીઓ થોડા જ કારણે પુષ્કળ ઘવાય છે. જો તમે નીરખશો તો જણાશે કે લગભગ દરેક જુવાનમાં પવિત્રતા, આદર્શપ્રિયતા અને નિયમનની ખુબ ધગશ જ્યારે વેગ પકડે છે ત્યારે જ તેની શારીરિક ટાપટીપ વધે છે અને પહેલા મુદ્દામાં કહ્યો તેવો સ્ત્રીજાતિ પ્રત્યેનો સૌન્દર્યપ્રેમ પણ વધે છે. આ પણ પ્રકૃત્તિની જ કૃતિ છે.

ત્રીજો મુદ્દો એ છે કે, એ કાળે જુવાન યુવતી પોતાને બધા માનની લાગણીથી ઓળખે તેવી તીવ્ર આકાંક્ષા રાખતી થાય છે. એ વખતે મોટામાં મોટાં સાહસ તેમની પાસે એ કારણે જ કરાવી

શકાય છે. આવી માનની ભૂખ એટલી પ્રબળ હોય છે કે આ કાળે આસપાસના વાતાવરણ પ્રમાણે તેની પાસેથી ગમે તે કામ સહેલાઈથી કઢાવી શકાય. કામ કઢાવનાર ઉપર કેવા કામમાં જુવાન પડે તેનો આધાર આની સાથે સાથે સ્વજાતિના વર્ગ કરતાં પણ પોતાનાથી ઈતર જાતિની પ્રશંસા માનની લાગણી વધારે ગમે છે. તેથી પોતાની જાતિની વ્યકિતથી દોરવાય તેના કરતાં સામી જાતિની વ્યક્તિથી તે વધારે દોરવાય છે. આ પણ પ્રકૃત્તિની કૃતિ છે એટલે કુદરતી છે.

આ ત્રણ મુદ્દા તમે વિચારશો તો તમારું મન તમે સમજી શકશો. તે માનવ પ્રકૃતિનો કુદરતી ફાલ છે અને અમુક કાળે તે આવે છે.

પરંતુ શરૂઆતમાં મેં વેલાના ફૂલના પહેલા ફાલની સાથે સરખાવીને લખ્યું છે તેમ એ લાગણીઓ ક્ષણિક અને કાળબળને આભારી હોઈ તેટલો સમય માણસ યોગ્ય રસ્તાને વળગી રહે તો તેનો વેગ આપોઆપ શમી જાય. નદીમાં ચાલતા માણસને ખબર પડે કે પૂર આવે છે તો જેમ તે એકદમ કાંઠે જઈ વાટ જુએ અને થોડા વખતમાં જ પાણી ઊતરી જાય છે અને માણસ સહેલાઈથી નદી ઓળંગી જાય છે, તેના જેવું આ છે. ઉપર કહી તે લાગણીઓ પ્રથમ દર્શને બહુ પ્રબળ હોય છે. પણ પછી તે ઉપર સહેલાઈથી આપણો કાંઈક કાબુ રહી શકે છે. પહેલું ગુલાબ કે પહેલો મોર જોઈએ ત્યારે પાસે રાખવાનું મન થાય, પણ ગુલાબના વનમાં કે મોરના ટોળાવાળા પ્રદેશમાં એવું થતું નથી.

હવે તે કુદરતની પ્રકૃતિની પ્રસાદી ઉપર વિશેષ વિવેચન કરીએ. કુદરતી છે એમ કહીને જ આપણે ન છૂટી શકીએ. પૂર પણ કુદરતી છે તો શું તેમાં પડવું ? નહિ જ. એટલે એ લાગણીઓ કુદરતી હોવા છતાં તેનો કેટલો, કેવો અને કેમ ઉપયોગ કરવો તે તો વિચારવાનું

રહે જ છે. અને એ લાગણીઓનું પૂર કંઈ જેવું તેવું નથી. અતિ વેગવાળી દોડતી જતી ગાડીએ પેદા કરેલો પવન જેમ કોઈ બાજુએ ઊભનારને પણ પાડી દે તેમ એ લાગણીઓનો વેગ પણ કેટલાકને માટે તેવો આકરો થઈ પડે છે.

તો પછી એ કુદરતી છે, એમ સમજવાથી શો ફાયદો? એ ફાયદો: પહેલું તો એમ જાણવું જોઈએ કે સૌન્દર્ય પ્રતિ આકર્ષણ અને સાન્નિધ્યની ઇચ્છા વિષયેચ્છામૂલક છે — પાપી છે એમ માની લેવાનું કાંઈ જ કારણ નથી. અલબત, પાપી વાસનાને પરિણામે સૌન્દર્ય પ્રતિ સાન્નિધ્યની ઇચ્છા પેદા થાય છે ખરી પણ તેથી ઊલટ પક્ષ ફેરવીને બોલીએ તો વાત સાચી નથી. એટલે આપણે પોતાના કે કોઈ બીજાના વિષે અભિપ્રાય બાંધતાં કે અનુમાન કરતાં પૂરી સાવધાનીની જરૂર છે.

બીજું એ કે એ લાગણીઓ કુદરતી હોઈ, આપણા કોઈપણ વાંક વિના જ પેદા થાય છે. એટલે તે માટે આત્મનિંદા ન સેવવી જોઈએ. વધારે પડતી વ્યાકુળતા સેવી મનને વધારે નબળું ન પાડવું જોઈએ. ન ખોટી કલ્પનાઓ કરી, પડવાનો રસ્તો સરળ ન કરવો જોઈએ.

કુદરતી હોવાની વાતને ફેરવીને એવી દલીલમાં પણ ગોઠવી શકાય કે તે કુદરતી છે એટલે આપણે તેને કેવી રીતે મર્યાદામાં રાખી શકીએ? કુદરત જ કેમ પોતે મર્યાદામાં રહેતી નથી? અને મર્યાદામાં રહેવું આપણે માટે આટલું બધું મુશ્કેલ કેમ છે?

તેના બે જવાબ છે.

એક તો એ કે, જે માણસો કુદરતી જીવન, કુદરતમાં વાસ, કુદરતે નીપજાવેલ પદાર્થોનો કુદરતી સ્વરૂપમાં જ ઉપયોગ અને

કુદરતને અનુકૂળ વ્યવહાર—જીવનક્રમો નથી રાખતા પણ બીજી જ રીતે જુદા પ્રકારે જીવે છે તેમાં કુદરત પણ વિકૃતિરૂપ બની જાય તો તે વિકૃતિ માટે કુદરતનો વાંક કાઢી શકીએ નહિ. અને એ વિકૃતિને કુદરતની કૃતિ તરીકે ઓળખાવી આપણે છટકી શકીએ નહિ.

બીજો જવાબ એ છે કે જેમ પ્રકૃતિ છે તેમ પુરુષ પણ છે. બન્ને અનાદિ છે. પ્રકૃતિનું કાર્ય ઘડમથલ કર્યા કરવાનું છે અને આખો સંસાર તેની પ્રત્યેક ક્રિયા પ્રકૃતિની જ લીલા છે પણ છતાં પુરુષથી નિરપેક્ષ રીતે પ્રકૃતિ કશું જ ન કરી શકે — જેમ જીવ વિના દેહ. પુરુષનું કાર્ય ગીતામાં આ રીતે ગણાયું છે: ઉપદ્રષ્ટા અનુમંતા, ભર્તા ભોક્તા અને મહેશ્વર. એટલે તટસ્થપણે જોનાર, સંમતિ આપનાર, પોષનાર, ભોગવનાર અને નિયમન કરનાર. પુરુષને મહેશ્વર તરીકે અનુભવવો એનું જ નામ પુરુષાર્થ. પુરુષાર્થ એટલે આપણે કરવાનું કામ.

આ બીજો જવાબ એમને એમ નહિ સમજાય. પણ જો ... ભાઈને કદી વખત મળે તો તમે તેમની પાસેથી ગીતામાં કહેલો પુરુષ અને પ્રકૃતિનો ભેદ તથા તેમનો પરસ્પર સંબંધ અને તેમનાં કાર્ય સમજી લેશો. હાલમાં તો એટલો વારંવાર જાગ્રત રહેતાં શીખવાની જરૂર છે કે પ્રકૃતિ — દેહ છે તેનાથી અલગ એવો પુરુષ પણ છે, જેમ પ્રકૃતિના ધર્મો છે તેમ પુરુષના પણ ધર્મો છે અને તે પુરુષ — આત્મા સ્વયં એની સત્તાથી મહેશ્વર છે. એટલે જેમ આપણે પ્રકૃતિના ગુણધર્મોને કુદરતી માની વશ થઈ જઈએ છીએ તેમ જ પુરુષના ધર્મો એટલા જ કુદરતી છે અને તેનો અનુભવ પ્રત્યેક જણ ધારે તો જરૂર કરી શકે છે.

ઉપર કહ્યું કે આકર્ષણ કંઈ પાપી વાસનાને કારણે જ હોતું નથી એ તમે અનુભવ્યું હશે. માત્ર કાળધર્મને કારણે એ

લાગણીઓ પેદા થાય છે. તે ક્ષણિક હોય છે. તેટલો સમય સાવધ રહેવું જોઇએ. અને થોડો કાળ આપણે પ્રકૃતિ ઉપર મહેશ્વરની કુદરતી સત્તા અનુભવી ચાલીએ તો કશો વાંધો આવે નહિ. એ જ બાબત સામાન્ય વ્યવહારૂ શબ્દમાં મૂકીએ તો કહેવું જોઇએ કે આપણે જે કાર્યમાં નિત્યનિયમ પ્રમાણે વર્તતા હોઇએ તેમાં એવી લાગણીઓ મલિન ન કરે એટલું તો આપણે જોવું જ જોઇએ. એ ખોયું તો પડ્યા, અને એ દૃઢસંકલ્પબળથી જ થઇ શકે. એ એક જ ઉપાય છે. અને નબળામાં નબળો માણસ પણ તેને સેવતાં સેવતાં જ સબળો બન્યો છે. જે માણસ ગમે તેવી લાગણીઓ થયા છતાં પોતાના નિયમમાંથી બહાર એક પણ ડગલું ન ભરે તો તે લાગણીઓ કુદરતી હોવા છતાં તેને પાડવા સમર્થ નહિ થાય તે નક્કી છે.

આ બાબતમાં વિશેષ અહીં લખતો નથી, કેમકે મારે બ્રહ્મચર્ય વિષે લખવાનું છે જ. પણ આ કાગળ થોડી પરચૂરણ બાબતો લખીને પૂરો કરીશ. બીજા પ્રશ્નોનો જવાબ તરત જ આપવાની જરૂર જોતો નથી એટલે પખવાડીએ તમને પત્ર લખવા ધારું છું.

ઝટ અમલમાં મૂકવાની વિગતવાર સૂચનાઓ આમાં નહિ હોવાથી તમને નિરાશા થશે. પણ આટલે દૂરથી બીજું શું થઇ શકે? તમે તમારી મેળે જ રસ્તો કાઢી શકશો.

એડોલ્ફ જુસ્ટનું 'રીટર્ન ટુ નેચર' નામનું પુસ્તક* થોડા વખત પહેલાં મારી પાસે ડોકટરે વાંચ્યું હતું. તેનું કહેવું દરેક માણસ માટે ઉપયોગી છે અને તમે અમલ કરી શકો તેવી કેટલીક સૂચનાઓ તેમાંથી અહીં લખું છું.

---

* આ ગ્રંથમાળા તરફથી તેનો અનુવાદ 'કુદરતમય જીવન' નામે બહાર પડેલ છે.

(૧) ન છૂટકે જ ઘરમાં રહેવું. દિવસ ને રાત ખુલ્લામાં જ કાઢવી. પણ તડકો લેવો નહિ.

(૨) ન છૂટકે જ વસ્ત્રો પહેરવાં. લંગોટથી ચાલે ત્યાં ચડ્ડી ન પહેરવી. ચડ્ડીથી ચાલે ત્યાં પહેરણ ન પહેરવું. ટોપી વિના તો બધે ચાલે જ. જોડા વિના પણ બધે ચાલે. દિવસે જેમ કપડાં વિષે, તેમ રાત્રે ઓઢવા વિષે. આપણાં હવા પાણી એવાં નથી કે પહેર્યાં ઓઢ્યા અને પાથર્યાં વિના ન ચાલે. શરીરને ટેવ પાડવી જોઈએ.

(૩) સ્નાનમાં ઠંડું પાણી વાપરવું. સગવડ હોય તો છીછરા પાણીમાં માત્ર ગુહ્યાંગો અને ઘૂંટી સુધીના પગ પલળે એવી રીતે થોડો વખત ઠંડા પાણીમાં સ્નાન પહેલાં બેસી રહેવું. આવી સગવડ ન હોય તો શૌચ માટે ઠંડું પાણી પુષ્કળ વાપરવું. અને સ્નાનને બદલે એ વખતે બધા ગુહ્ય ભાગો ઠંડા પાણીથી ધોવા. બ્રાહ્મણને લઘુશંકા પછી દરેક વખતે પોતાનું ગુહ્યાંગ પાણીથી ધોવાનો જનો રિવાજ હતો — હાલ કોઈ પાળતું નથી પરંતુ એ આ દૃષ્ટિથી હશે એમ માનું છું.

(૪) કઠોળ બહુ ન ખાવું અને ખાવું તો શારીરિક શ્રમ — કરીને પરસેવો ઉતારવો.

લિ૦.........ના

વં. મા.

## ૬

પંચગની,

તા. ૧૮-૯-૩૯

ભાઈશ્રી,

**તમને** મારો પહેલો પત્ર મળ્યો હશે. તેમાં ખુલ્લે માથે અને ખુલ્લે પગે રહેવાની સૂચના કરી છે તે તડકામાં તેમ કરવા નહિ, પણ તે સિવાયની પરિસ્થિતિ માટે છે એ સ્પષ્ટ કરું છું.

તમારા બીજા પ્રશ્નોને પહેલાં ચર્ચી બ્રહ્મચર્યની બાબત છેલ્લે રાખવા વિચાર હતો, પણ તેથી સંબંધ તૂટે એમ લાગવાથી આ કાગળમાં બ્રહ્મચર્ય વિષે જ કેટલાક મુદ્દા લખવા ધારું છું. બાકીની બાબતો હવે પછીના કાગળમાં લખીશ.

પૂજ્ય બાપુજીના 'વ્રતવિચાર'માંથી તેમજ શ્રી. સાતવળેકરના 'બ્રહ્મચર્ય'ના પુસ્તકમાંથી તમે જોયું હશે કે જે અર્થમાં આપણે બ્રહ્મચર્યનો ઉપયોગ કરીએ છીએ તે તેનો મૂળ અર્થ નથી અને એનો મૂળ અર્થ લક્ષમાં આવે તો બ્રહ્મચર્યની ખરી દૃષ્ટિ આવે અને ઘણી મૂંઝવણ દૂર થાય.

અહીં ટૂંકમાં તેનો અર્થ કહું. બ્રહ્મને મેળવવા માટે જે પ્રકારનો આચાર આવશ્યક છે તે આચારનું નામ બ્રહ્મચર્ય. તમે જોઈ શકશો કે જે સામાન્ય અર્થમાં આપણે સમજીએ છીએ તે બ્રહ્મચર્ય. તે બ્રહ્મપ્રાપ્તિને માટે બિલકુલ પૂરતું નથી. એ વ્યાપક અર્થમાં જે બ્રહ્મચર્ય છે તેને સમજ્યા વિના કે તે પ્રાપ્ત કરવાના પ્રયત્ન કર્યા વિના આપણા સામાન્ય અર્થનું બ્રહ્મચર્ય સાધ્ય કરવા

પ્રયત્ન કરવો તે આખા હાથીને જોયા જાણ્યા વિના માત્ર તેના એક અંગને કાબૂમાં લેવાનો પ્રયત્ન કરવા જેવું છે. જે હાથીના ગુણ-ધર્મને જાણે છે તે જ તેના કોઈપણ અંગનાં મહત્ત્વ અને ઉપયોગ સમજી શકે છે અને તેને કાબૂમાં પણ લઈ શકે છે.

આવી આપણી સમજણ નહિ હોવાથી જ આપણે કનિષ્ઠ બ્રહ્મચર્યની હાયવોયમાં અથડાયા જ કરીએ છીએ અને તેમાંથી નીકળી શકતા નથી.

બ્રહ્મચર્ય માટે ચિન્તા સેવનારા આપણામાંના કેટલા ઓછા માણસોને ખરા બ્રહ્મચર્યની પડી છે? આપણી દૃષ્ટિ મોટે ભાગે દેહદૃષ્ટિ છે. આપણને વીર્યરક્ષાની પડી છે. તેની ક્ષતિથી આપણે ગભરાઈએ છીએ. અને એ ગભરાટ જ આપણને બ્રહ્મ-ચર્યની તાલાવેલી લગાડે છે. તાલાવેલી નહિ પણ એ ક્ષતિમાંથી મુક્તિની ઇચ્છા. જો કોઈ એવો કીમિયો બતાવે કે જેથી વીર્યક્ષતિ ન થાય, તો હાલ તલસે છે તેમાંથી કેટલા માણસો બ્રહ્મચર્ય માટે પ્રયત્ન પણ કરે? હું તો એમ ધારું છું કે મોટા ભાગના જુવાનોને જે જોઈએ છીએ તે બ્રહ્મચર્ય નહિ પણ વીર્યરક્ષણ. આને માત્ર શિષ્ટ શબ્દોમાં મૂકવાની ખાતર જ હું હવે પછી કનિષ્ઠ બ્રહ્મચર્યના શબ્દપ્રયોગથી સંબોધીશ.

એક દાખલો. એક ઝાડને કવા આવ્યો છે તેથી તેના ફળ પાકયા પહેલાં ડાળ ઉપરથી ખરી પડે છે. જે મૂર્ખ માળી હશે તે જ ફળને ખરી પડતાં અટકાવવા માટે ફળ કે ડાળ ઉપર ઉપચાર કરશે. ડાળ સાથે બાંધવાથી પણ તે ફળો રહેનાર નથી. ખરો માળી તો સમજી જશે ને ઝાડના મૂળ પાસેની જમીન ખોદી સૂર્ય માટે ખુલ્લી કરશે, યોગ્ય ખાતર નાખશે, વગેરે. તેમ થાય તો આપોઆપ ફળ ખરતાં અટકે. તેવી જ રીતે જેને બ્રહ્મને પ્રાપ્ત કરવાની ઇચ્છા નથી, પણ માત્ર કનિષ્ઠ બ્રહ્મચર્ય પાળવાની ઇચ્છા છે તે ફીકાં

ખાંડે છે. તેમ તે સાધ્ય ન જ થાય. તે માટે તો મૂળ અર્થમાં વ્યાપક અર્થમાં બ્રહ્મચર્ય પાળવાની તાલાવેલી જોઈએ અને તેમાં જેમ જેમ આગળ જવાય તેમ તેમ કનિષ્ઠ બ્રહ્મચર્ય સાધ્ય થાય એટલું જ નહિ, પણ તદ્દન સહજ થઈ જાય. આમ લખી હું તમને નિરાશ કરવા નથી માગતો પણ તેવી ઉચ્ચ દૃષ્ટિ વિના કનિષ્ઠ બ્રહ્મચર્ય સિદ્ધ કરવું પ્રયત્નને અંતે થાય તો પણ તે બહુ જ કઠીન લાગે.

ત્યારે વ્યાપક અર્થમાં બ્રહ્મચર્ય શું એ હું સ્પષ્ટ સમજાવી શકું તેમ નથી. ટૂંકમાં, જે એક દિવ્ય શકિત આપણામાં અને જગતના સર્વ પદાર્થમાં વ્યાપે છે તેને આપણામાં ઓળખવી અને તે જ્યાં જ્યાં છે ત્યાં ત્યાં તેની સાથે ઐકય અનુભવવું, એટલે દેહભાવ છોડી આધ્યાત્મિક દૃષ્ટિ મેળવવી, એને બ્રહ્મપ્રાપ્તિ કહે છે. અને તે માટે જે પ્રકારનું જીવન જીવવું જોઈએ તેવું જીવન જીવવું તેને બ્રહ્મચર્ય કહે છે. ગીતાએ તો નિર્ણય આપી દીધો છે:

विषया विनिवर्तंते निराहारस्य देहिन :

रसवर्जं रसोऽप्यस्यपरं, द्रष्टवा निवर्त ते ।

તેમાં નિરાહાર એટલે ઇન્દ્રિયોને તેના વિષયોમાંથી દૂર રાખવી તે. અને પરં એટલે બ્રહ્મ. પણ બ્રહ્મપ્રાપ્તિ કાંઈ એક કૂદકે થતી નથી તેથી પરંનો અર્થ પ્રયત્નવાનને માટે વધારે અને વધારે સાધ્ય થતી આધ્યાત્મિક વૃત્તિ તરફનું દરેક પગલું.

હવે એ વાત અહીં પડતી મૂકી એક બીજો પ્રશ્ન જે જુવાનીમાં મનમાં ઘોળાય છે તેમ ચર્ચું.

કનિષ્ઠ બ્રહ્મચર્યનો ભંગ કુદરતી કારણોને લીધે જ માણસમાં થાય છે (તેની જાણ બહાર પણ થાય). તે કુદરતી હોઈ અટકાવી ન શકાય. આ સાચું છે? હોય તો કેટલી મુદતે થએલો કનિષ્ઠ બ્રહ્મચર્યનો ભંગ કુદરતી ગણાય?

આ શંકા ઘણી વ્યાપેલી છે. છતાં તે કેમ ઉદ્‌ભવે છે તે સમજવું જોઈએ. દાકટરોએ આને થોડુંઘણું પોષણ આપ્યું છે. છતાં એક બાબત તો નક્કી છે કે આપણે જેઓ આ સવાલનો જવાબ માગીએ છીએ તેઓ તેના અધિકારી નથી.

આ સવાલમાં મુખ્ય મુદ્દો કયો છે? એક તરફ એવી આજ્ઞા છે કે 'પ્રજાતન્તું મા વ્યવચ્છેત્સીઃ' વંશવેલો તૂટવા દઈશ નહિ. આમાં ગૃહસ્થાશ્રમ આવશ્યક દેખાડ્યો છે. બીજી બાજુ નૈષ્ઠિક બ્રહ્મચર્યની પણ આજ્ઞા છે. 'જે ઘડીએ વૈરાગ્ય આવે તે ઘડીએ ત્યાગી થઈ જાવ'. આ બેમાં શું સાચું? એ બન્ને પક્ષના દલીલોમાં આ પ્રશ્ન તો ઉદ્‌ભવે છે. કનિષ્ઠ બ્રહ્મચર્યનો ભંગ કુદરતી છે એમ માનનાર પક્ષ એવી દલીલ કરે કે મનુષ્ય મન વાણી કર્મથી પોષતો ન હોવા છતાં કુદરતી શરીરરચનાને જ કારણે અમુક સમયે કનિષ્ટ બ્રહ્મચર્યનો ભંગ થાય છે. કુદરતની આ રચનાનો હેતુ પ્રજોત્પત્તિનો છે. એટલે તેને વૃથા જવા ન દેતાં આ સૃષ્ટિક્રમ ચાલુ રાખવાના શુભ કાર્ય માટે તેનો ઉપયોગ શા માટે ન થવા દેવો? તેથી ગૃહસ્થાશ્રમ કુદરતની યોજના પ્રમાણે આવશ્યક છે એમ પ્રતિપાદન કરવા તેઓ મથે છે. આ દલીલ આપણે માની લઈએ તો પણ એ દલીલની પાછળનો મર્મ આપણે છોડી ન શકીએ. એની પાછળ પણ એ તો ગૃહિત છે જ કે એ પ્રશ્ન એવાને માટે છે જેઓ મન કે શરીરથી કનિષ્ઠ બ્રહ્મચર્યનો ભંગ નથી કરતા. એટલે એ પ્રશ્ન પૂછવો કે તેનો જવાબ મેળવવો એ આપણા જેવાના અધિકાર બહારની વાત છે.

છતાં આપણા મનમાં તે ખૂબ ઘોળાયા કરે છે. તેનું કારણ શું છે? તે વિચારશો તો જણાશે કે તેની પાછળ હારેલાની મનોદશા છે. આટલો આટલો પ્રયત્ન કરતા છતાં જે વસ્તુ સિદ્ધ નથી થતી તેનું કારણ કુદરત તો નહિ હોય એમ આપણે વહેમાઈએ છીએ.

તે આપણી હતાશ મનોવૃત્તિ દેખાડી આપે છે. પણ એમ હતાશ થયે ક્યાં પાર આવે?

તમને લાગશે કે આમ કરીને મેં એ પ્રશ્નને ટાળી નાખ્યો. પણ બીજી રીતે વિચારીએ તોપણ ત્યાં જ પહોંચીએ છીએ. બ્રહ્મચર્ય મનોવૃત્તિઓને સંયમમાં રાખવામાં સમાએલું છે. અને એમ કર્યા છતાં માણસે પોતે કશું કારણ આપ્યા વિના જ કુદરતી યોજના અનુસાર જો અમુક કાળે કનિષ્ઠ બ્રહ્મચર્યનો ભંગ થાય તો તેને બ્રહ્મચર્યનો ભંગ કહી શકાય નહિ. કારણકે બ્રહ્મચર્યના તત્ત્વનો તેથી ભંગ થતો નથી. એ તો શરીરયંત્રને અણખપતું તત્ત્વ શરીરે ફેંકી દીધું એમ કહેવાય. એને મળ જ કહેવો જોઈએ. જેમ ગરમી ઓછી કરવા નાકમાંથી વધારાનું લોહી કાઢી નાખવું પડે છે તેમ. તે માટે ચિંતા ન હોય.

આટલું છતાં જો એ પ્રશ્નનો જવાબ આપવો જ પડે તો એ છે કે એ બાબતમાં હજુ કશો નિર્ણય સ્થાપિત થયો નથી. આપણા બધાનો અનુભવ અને કેટલાક દાક્તરોનું કહેવું એક બાજુ છે. બીજી બાજુ એવા યોગીઓ છે કે જેઓ ખાસ ક્રિયાઓથી ઊર્ધ્વરેતસ્ બની શકાય છે એ બતાવી શકે છે. એટલે એ બાબત પણ અશક્ય નથી. પણ આપણે જેઓ હજુ ત્યાં સુધી પહોંચ્યા નથી તેઓ એ બાબત વિષે શું કહીએ!

આપણે માટે સારરૂપ એટલું જ છે કે પરિણામ તરફ દૃષ્ટિ ન રાખતાં વૃત્તિઓને સંયમમાં રાખવાની જ દૃષ્ટિ રાખે જવી. તેમાં પ્રગતિ થાય તેટલી પ્રગતિ સાચી. કોઈ કોઈ સંજોગોને લીધે કોઈ વાર કનિષ્ઠ બ્રહ્મચર્યમાં પ્રગતિ કરી એમ લાગે તો પણ વૃત્તિઓમાં સુધારો ન થયો હોય તો તે ભ્રામક જ જાણવું. જ્યારે વૃત્તિઓમાં આગળ વધીએ ત્યારે પરિણામ તરફ નજર નાખ્યા વિના પણ આપણી જાતને આપણે અભિનંદન પાત્ર ગણી શકીએ.

પણ આ તો તાત્ત્વિક ચર્ચા થઈ. આવી તાત્ત્વિક ચર્ચા કેટલે અંશે આપણને આગળ લઈ જાય? એટલે મુખ્ય વાત ઉપાયની છે તે વિષે હવે લખું.

ત્રણ દિશામાં ઉપાય કરવા જોઈએ. મહત્ત્વ પ્રમાણે ગોઠવીએ તો આ પ્રમાણે ત્રણેને ગોઠવી શકાય:

(૧) સંકલ્પબળ.

(૨) હુંપદનો (શારીરિક વૃત્તિનો) લય થાય એવી સર્વાત્મલક્ષી સર્જનાત્મક પ્રવૃત્તિ.

(૩) કુદરતને અનુકૂળ રહે એવું જીવન જીવી શકાય એવી બાહ્ય પરિસ્થિતિ.

મારો પહેલો પત્ર વાંચશો તો તેના અંતમાં આ ત્રણે બાબતનું ટૂંક દિશાસૂચન તમે જોશો. એ કાગળ હોય તો ફરીને જોઈ જશો કે એ ત્રણ મુદ્દા ત્યાં કેવી રીતે સૂચવેલા છે. અહીં હું એ વિષે જરા વધારે વિગતથી લખીશ. તેથી વિશેષ તો મળીએ ત્યારે.

## ૧ સંકલ્પબળ

તમને એમ લાગતું હશે કે આ વાત સાચી હોવા છતાં જ્યાં સંકલ્પબળ જ ઓછું ત્યાં કરવું શું! પણ ઓછું યે સંકલ્પબળ હશે તો તેટલું ય પૂરતું થઈ પડશે. એક તણખો જ માત્ર હોય છતાં તેને ફૂંકી ફૂંકીને સગડી સળગાવી શકાય છે. અને સગડી સળગે ઘર અને ગામ પણ સળગાવી શકાય. તેવી જ રીતે એટલા તણખા જેટલા સંકલ્પબળથી બ્રહ્મને પ્રાપ્ત કરી શકાય છે. માત્ર તેને ફૂંકતા રહેવું જોઈએ. 'અજામિલ, ગીધ, વ્યાધ, ઈનમેં કહો કૌન સાધ' એ લીટી આપણને એ જ સૂચવે છે. સુરદાસમાં કેટલુંક સંકલ્પબળ હતું? પણ તેણે ફૂંકયાં કર્યું. એક વાર, બે વાર, ત્રણ વાર, અનેક વાર હાર્યો, પણ

પોતાને પાપી માની બેસી નહિ રહેતાં, ફરી ફરી સંકલ્પબળને જાગ્રત કર્યા કર્યું: અંતે દેહ ઉપરવટ થઈ એ બળે દેહ ઉપર બળાત્કાર કરીને સુરદાસને તારી દીધો. પણ સુરદાસ તો અપવાદ. બીજા સંતોના સંકલ્પબળે કોઈ દેહ ઉપર જુલમ નથી કર્યા. પણ સંકલ્પ-બળ કેટલી હદે જગાડી શકાય છે તે સુરદાસના દાખલા ઉપરથી આપણે જોઈ શકીએ છીએ.

ડૉકટર મોન્ટીસોરીએ ઇટાલીની એક વ્યક્તિનો આ વિષયમાં જ દાખલો આપેલો છે. તે વેસ્યાગામી હતો પણ તેને એ ડંખતું. રોજ રોજ નિશ્ચય કરતો પણ નિયત સમય થાય એટલે હારી બેસતો. અને ઘર બહાર નીકળતો. ઘેર આવી પાછો પોતાની જાતને નિંદતો, થાપટ મારતો, ફરી સંકલ્પ કરતો. પણ બીજે દિવસ થાય અને એટલા વાગે કે પાછો હારી જતો. આમ કેટલાયે દિવસ ચાલ્યું. તેનું દિલ દિનપ્રતિદિન વધારે ને વધારે કકળી ઊઠતું ગયું. અંતે તે દિવસ આવ્યો: ઊભો થાય; પાછો બેસે; આઘો જાય, પાછો આવે; બસ, નિશ્ચય થઈ ચૂકયો. તેણે એક દોરડું લીધું, એક કાતર લીધી: રખેને મન દગો દે, પોતાની જાતને ખુરસી સાથે જકડીને બાંધી દીધી. પણ જે હાથ બાંધે તે છોડી કેમ ન શકે! તેનો વિશ્વાસ શો? ના, ના, તેણે કાતર લીધી. મૂછો કાપી નાખી, બાબરી અને માથાના વાળ આડા અવળા કાપી નાખ્યા. ખલાસ થઈ ગયું. તે દિવસે તો શું પણ જ્યાં સુધી વાળ ઊગી બરાબર ન થાય ત્યાં સુધી કયે મોંદે તે બહાર નીકળે? તે પળથી તે જીતી ગયો.

તમે કહેશો એ તો પુણ્યશાળી જીવો. તેઓ જીત્યા તેમ આપણે કયાં જીતીએ છીએ? તેઓનો ભાગ્યોદયનો દિન આવ્યો, અમારો તો આવતો જ નથી. પણ નથી આવતો તો હજુ ફૂંકયા કરો. પરિણામ તરફ જોયા કરનાર કદી સંકલ્પબળ કેળવી શકતો

નથી. માણસ જીતે કે હારે તેની કશી કિંમત નથી: તે સતત મંડયો રહે છે કે નહિ તેની કિંમત છે.

હિંદુસ્તાનમાં ઘણા રજપુત રાજાઓ થઈ ગયા જેમના ઉપર કોઈ દુસ્મનોએ હલ્લો ન કર્યો, તેઓ જીવ્યા. અને મર્યા. તેઓનાં નામ આપણને કયાં યાદ છે? એમ પૂર્વના સંસ્કારોને લીધે જેમના સંકલ્પબળને કસોટીએ ચડયા વિના જ સફળતા મળી તો તેથી શું તેમની કિંમત વધારે છે? પણ રાણા પ્રતાપ વિષે તમે શું કહો છો? તે હાર્યો. એક વાર નહિ, ઘણી વાર. અને છેવટે યે પૂરી ફત્તેહ તો ન જ મળી. એટલે શું તેની કિંમત પેલા રાજાઓ કરતાં ઓછી? પરિણામે પ્રતાપને થોડુંઘણુંય પાછું મળ્યું. પણ ધારો કે કંઈ જ ન મળ્યું હોત અને રઝળતો ભૂખ્યો તરસ્યો જંગલના પશુની જેમ અરવલ્લીમાં હારેલાની જ નામના મેળવીને મર્યો હોત તો શું તેની કિંમત ઓછી ગણાત? પરિણામને શું વળગ્યું છે! પ્રયત્નમાં જ બધું છે. પૂર્વસંસ્કારના બળે અમુક પરિસ્થિતિમાં આવ્યા, પણ તેથી કંઈ નથી. સંકલ્પબળ કેળવતાં નિષ્ફળતામાં ને નિષ્ફળતામાં જ મર્યા તેમાં કાંઈ નથી. ઈશ્વર પરિણામનો ભૂખ્યો નથી, કર્તવ્યનો ભૂખ્યો છે. એટલે ધારો કે આપણે નસીબે સંકલ્પબળને કેળવવામાં જ આપણી આખી જિંદગી ખર્ચાવાની હોય તો પણ શું વાંધા જેવું છે? એ વીર મૃત્યુ ઝૂઝયા વિના જ મરવા કરતાં ઘણું વધારે પસંદ કરવા જેવું છે. બસ એમ જ એ એક જ રીત છે.

**(૨) અહંતાનો લય થાય એવી સર્વાત્મલક્ષી સર્જનાત્મક પ્રવૃત્તિ.** સર્જનાત્મક પ્રવૃત્તિનું મહત્ત્વ હમણાં હમણાં આંતર્મનના અભ્યાસીઓએ ખૂબ જ વધાર્યું છે. જે દૃષ્ટિથી તેઓ એને મહત્ત્વ આપે છે તે દૃષ્ટિથી પહેલાં તે તરફ જોવાતું નહિ. તેઓનું કહેવું યથાર્થ છે. કામવાસના જીવ માત્રમાં કુદરતી રીતે જ સરજાએલી છે. તે એ હેતુથી કે વિશ્વ નિરંતર ચાલ્યા કરે. મનુષ્યેતર જીવ માત્રમાં

જોશો તો જણાશે કે પ્રજોત્પત્તિના હેતુ અને કાર્ય સિવાય કોઈ કામભોગ કરતું નથી. એટલે જેઓને બુદ્ધિ નથી પણ જેઓ કુદરતની પ્રેરણા પ્રમાણે જીવે છે તેઓ કામવાસનાનો કુદરતનો હેતુ બરાબર પાળે છે. એ ઉપરથી આપણે એક અનુમાન કરી શકીએ છીએ કે કામવાસના અને પ્રજોત્પત્તિને મૂળભૂત અને કુદરતી સંબંધ છે. હવે પ્રજોત્પત્તિને બીજી દૃષ્ટિથી જોઈએ તો તે એક પ્રકારનું ઉત્તમ સર્જન જ છે. એટલે કામવાસનાને અને સર્જનને પણ મૂળભૂત અને કુદરતી સંબંધ છે. આપણે એ પણ જોઈ શકીએ છીએ કે અનુકરણથી અલિપ્ત એવું જે ખરું સર્જન છે તે સરજતી વખતે માણસ મન, લાગણી, ભાવના, વગેરેથી સંપૂર્ણ રીતે તેમાં એવો તલ્લીન થઈ જાય છે કે પોતાના વ્યક્તિત્વને, પોતાની અહંતાને તદ્દન વિસરી જાય છે. આવી તલ્લીનતા કામોપભોગમાં પણ હોય. આ બન્નેમાં જો કે એક બાબત ખાસ નોંધવા જેવી છે તે વિષે પાછળથી. પણ આટલા ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે મૌલિક સર્જનને અને કામવાસનાને મૂળ તો કુદરતી સંબંધ છે. આંતર-મનનિષ્ણાતો તો એમ કહે છે કે તે બન્ને એક જ વસ્તુનાં બે બાહ્ય દર્શનો છે. એ ઉપરથી તેમણે જેઓ કામવાસનાના વંટોળમાં સપડાવાને લીધે પોતાના મગજની સમતોલતા ગુમાવી બેઠા છે તેમને નીરોગી બનાવવાના ઉપચાર તરીકે સર્જનાત્મક પ્રવૃત્તિ યોજી છે અને આ ઉપાયથી ફતેહ પણ સારી મળી છે.

આપણે એ પણ જોઈએ છીએ કે ગૃહસ્થાશ્રમની શરૂઆતમાં માણસને વાસના જેટલી પ્રબળ હોય છે તેટલી કુટુંબી થતાં રહેતી નથી. તેનું પણ આ જ કારણ છે. કુટુંબ નીભાવવું, છોકરાં ઉછેરવાં, કેળવવાં, વ્યવહાર ચલાવવો, વગેરે બાબતની સર્જનાત્મક પ્રવૃત્તિમાં માણસ પડે એટલે વાસના મોળી પડે. ચાલુ વ્યવહારમાં આ નિયમ વ્યાપતો નથી જણાતો. તેનું કારણ એ છે કે એ સર્જનાત્મક પ્રવૃત્તિને પોષવામાં દુનિયાના આર્થિક સંજોગો આડા આવે છે.

માણસને તેમ કરવા માટે—કમાણી માટે—સર્જનાત્મક પ્રવૃત્તિ મળવાને બદલે વૈતરું કરવાનું મળે છે. તેથી તેની વૃત્તિઓને આઘાત થાય છે અને પ્રત્યાઘાત તરીકે તેની કામવાસના એટલા જ જોરથી ચાલુ રહે તો તેથી કાંઈ ઉપર કહ્યો તે નિયમ ખોટો છે એમ સિદ્ધ થયું ગણાય નહિ.

હવે સર્જનાત્મક પ્રવૃત્તિ કોને કહેવી એ પણ ટૂંકમાં જાણી લેવું જોઈએ. હું કાંઈક કરી બતાવું એવી ભાવના દરેકના મનમાં થાય છે અને તે એવું કરી બતાવવાની કે જેથી દુનિયાનું ભલું થાય. અનુકૂળ સંજોગો મળે તો માણસ મહાન શોધક, કલાકાર, કે ભક્ત, બને અનુકૂળતા ન મળે અને પ્રતિકૂળતા મળે તો ચોર, અનીતિમાન કે ક્રૂર માણસ પણ બની જાય. આંતરમાનસના અભ્યાસીઓ અનીતિ કે દુરાચારનું કારણ સર્જનશક્તિનો અવરોધ છે એમ કહે છે. તે અવરોધ તોડવામાં આવે અને તેને બદલે અનુકૂળતા કરવામાં આવે તો તે જ મહાન અપરાધીઓ મોટા ઉપકારક સન્તો બની જાય એમ તેઓ માને છે. મતલબ કે અંતરમાં જે જે લાગણીઓ પેદા થાય છે તેને યોગ્ય પોષણ મળે અને સર્જન શક્તિને અનુકૂળતા મળે તો કામવાસના માણસને નડતરરૂપ થવાને બદલે શુદ્ધ થઈ એક જબરદસ્ત ઉપકારક બળ તરીકે કામ કરે. જેમ મોટામાં મોટા કારખાનાનું પ્રેરક બળ એક જ એન્જિન હોય તેમ માણસનું પ્રેરકબળ આ વાસના—તેને કામવાસના કહો કે સર્જનની વાસના કહો—તે જ છે એમ આંતરમનના અભ્યાસીઓનું કહેવું છે. આ યથાર્થ છે.

પણ 'સર્જનાત્મક પ્રવૃત્તિ' શબ્દો પહેલાં બે વિશેષણો મેં મૂકેલાં છે. તે મને આવશ્યક લાગે છે. ' અહંતાનો લય થાય તેવી રીતે ' એ વિશેષણોનો વિચાર કરીએ. આગળના પાના ઉપર જે એક બાબત નોંધવા જેવી રહે છે એમ લખ્યું છે તે આટલા જ માટે. કામોપભોગમાં

અને અન્ય મૌલિક સર્જનમાં બન્નેમાં માણસ તદાકાર થાય છે, અહંતાને, વ્યક્તિત્વને ભૂલી જાય છે એ ખરું; પણ પહેલાંની ઘડીઓનો ખ્યાલ કરશો તો જણાશે કે તે પળોમાં અહંતા અતીવ ઉગ્ર થએલી હોય છે. હું ભોગ ભોગવું કે હું આ સર્જન કરું એ ભાવનાની જ અતિઉગ્રતા એવી તદાકારતામાં પરિણમે છે અને તેથી જ એ તદાકારતા લુપ્ત થયા બાદ પોતે ઉન્નત થયો છે એમ તેને લાગતું નથી. અને તેની કામવાસના સાત્વિકતાને પામતી નથી. મોટા મોટા કલાકારો કે તપસ્વીઓ કે શોધકોમાંના કેટલાક મોટા છતાં અને અદ્‌ભુત સર્જન કરનાર છતાં, તેમની કામવાસના શુદ્ધ, સાત્ત્વિક થઈ સદ્‌ગતિને પામતી નથી એવું આપણને જણાય છે, તેનું મને આ જ કારણ લાગે છે કે તેઓ તેમાં અહંતાનો ત્યાગ લાવી શક્યા નથી.

જો અહંતાનો ત્યાગ કામવાસનાને સર્જનદ્વારા સાત્વિક કરવા માટે આટલો આવશ્યક હોય તો તે શી રીતે થાય? બીજું વિશેષણ સર્વાત્મલક્ષી તે રીત સૂચવવાનું કામ કરે છે.

મહાન કાવ્ય કીર્તિ માટે લખાય, અદ્‌ભુત કળા પૈસા માટે સર્જાય, મહાન તપ સ્વર્ગ માટે તપાય, મહાન દેશભક્તિ પોતાની શક્તિના પ્રદર્શન માટે સેવાય, તો તે મહાન સર્જનો હોવા છતાં વાસનાને સદ્‌ગતિ આપવા માટે નિર્બળ જ રહેવાનાં. પણ પોતામાં જે આત્મા છે તેજ આત્મા જ્યાં જ્યાં વ્યાપક છે, ત્યાં ત્યાં તેનો સાક્ષાત્કાર કરવા માટે, જે જડ ચેતન સૃષ્ટિમાં એ ચૈતન્યભર્યું છે તે ચૈતન્યમાં તદ્રુપ થવા માટે, અને બધા જીવોના કલ્યાણને માટે જે સર્જન થાય તે જ વાસનાને સદ્‌ગતિ આપે. ધ્રુવતારાનું નિશાન ન ચૂકનાર વહાણ જેમ ખરાબે ચડતું નથી, તેમ આ ઉચ્ચ ધ્યેયને લક્ષમાં રાખનાર પણ પાર ઊતર્યા વિના રહેતો નથી. બ્રહ્મને પ્રાપ્ત કરવાનું ધ્યેય તે આનું નામ અને તે માટેનો આચાર તે બ્રહ્મચર્ય.

### (૩) કુદરતને અનુકૂળ રહે તેવું જીવન જીવી શકાય તેવી બાહ્ય પરિસ્થિતિ.

પહેલા બે મુદ્દાને મુકાબલે આ ત્રીજા મુદ્દાનું મહત્ત્વ ઘણું ઓછું છે. કેમકે પહેલા બે ઉપર જેની નજર ઠરી હશે તે આ ત્રીજાને તો ગમે તે રીતે સિદ્ધ કરી લેશે. તેમાં બીજા માણસને કહેવા જેવું પણ બહુ નથી. અનુકૂળ પરિસ્થિતિ કઈ, અને પ્રતિકૂળ કઈ તે પોતે જ પારખી શકે છે. મનુષ્યેતર કુદરતના અવલોકનથી એ કુદરતી પરિસ્થિતિ વધારે સ્પષ્ટતાથી જાણી શકાય છે. તેમાંની જે થોડી બાબતો તમે ત્યાંની પરિસ્થિતિમાં પણ કરી શકો તેમ છો તે મેં પહેલા પત્રમાં લખી છે. બીજી વિગે હાલમાં લખવું ઉપયોગી નથી. બે બાબતો વિષે હું આ સ્થળે લખીશ.

પહેલું તો કુદરતમાં ગુપ્ત વ્યવહાર નથી થતો. એટલે આપણે પણ ખાનગી પરિસ્થિતિમાં ન મુકાવું જોઈએ. જાજરૂ માટે પણ ચોગાન જ શ્રેષ્ઠ છે. છતાં દિલની વાત ગુપ્ત રાખવી કે નહિ એ પ્રશ્ન ઊભો રહે છે. કેટલાક એમ માને છે કે આપણાં પાપો આપણે જાહેરમાં સ્વીકારીએ તો પાપમાંથી ઊગરીએ. પણ મને તે સાચું લાગતું નથી. પાપોની કબૂલાત કરવામાં પણ નુકસાન થવાનો ભય રહે છે. આપણા દોષ આપણે જેની પાસે સ્વીકારીએ તેના મગજમાં એક બૂરો વિચાર વધાર્યો. જે વાત એક વાર સાંભળી તે તેને કોઈ વાર યાદ આવવાની. એટલે તેમાં તેને કશો ફાયદો ન થાય. પણ નુકસાન થાય અને તે ઢીલા મનનો હોય તો પાપવૃત્તિ તેમાંથી પોષણ મેળવે. અગર પોતાનું મનોબળ ઢીલું થાય ત્યારે આપણા જેવા દૃષ્ટાંતોનો આશરો શોધે. એટલે, આપણા દોષ ખુલ્લા કરવામાં આપણે એકંદરે દુનિયામાં પાપવૃત્તિને વધારીએ નહિ એ ધ્યાનમાં રાખવાની ખાસ જરૂર છે. જો એવો કોઈ આપણો સાથીદાર હોય, જે આપણા દોષ સાંભળીને જરા પણ ઢીલો ન પડે, જે પૂરો વિવેકી

કોઈ ઉદારતાથી માનવસ્વભાવને જોઈ શકે. જેના ઉપર આપણને થોડી ઘણી પણ માનબુદ્ધિ હોય, અને જે આપણો રખેવાળ થઈ શકે; તેવા માણસ પાસે આપણે આપણા દોષોની કબૂલાત કરીએ તો ચાલે. અને તે પણ એવા ઉદ્દેશથી કે તે ત્યારથી આપણી ચોકી કરતો રહે. એ સાંભળનાર પણ સાંભળ્યા પછી તેથી પોતાની વધેલી જવાબદારી સમજે. એવો જો કોઈ સાથી મળે તો તેની ઓથ ક્ષણ માટે પણ કેમ છોડવી અને તેની મદદ લેવાનું પણ કેમ ભૂલવું? સ્વામિનારાયણના સાધુઓ એટલા માટે જ બબ્બેની જોડી સિવાય ફરી શકતા નથી.

બીજી વાત ભૂતકાળના પ્રસંગો વિષે છે. ઘણા માણસો પોતાની થઈ ગએલી ભૂલો સંભાર્યા જ કરે છે. બ્રહ્મચર્યના ઉપાસકને આ ન જ પાલવે. મનનો સ્વભાવ એવો છે કે તેને સુખના પ્રસંગ કરતાં દુઃખના પ્રસંગની અસર વધારે થાય છે. પ્રેમ કરતાં દ્વેષ વધારે મોડો લાગે છે એવી અંગ્રેજી કહેવત છે અને પુરાણોમાં પણ રાવણના પૂર્વજન્મના ઇતિહાસ વિષે એવી વાત છે કે તેને સજા થઈ ત્યારે કહેવામાં આવ્યું કે જો ભકિતભાવે ઇશ્વરને ભજીશ તો વીસ અવતારે તારો મોક્ષ થશે અને વેરભાવે ભજીશ તો દસ અવતારે. રાવણે વેરભાવે ભજવાનું પસંદ કર્યું. મતલબ કે વેર-ભાવે જે સ્મરણ થાય છે તે મનમાં ખૂબ જ અસર કરે છે. આપણે આપણી ભૂલોને યાદ કરી આપણી જાતને તિરસ્કારીએ તેમાં એ ભૂલો થઈ ન થઈ થતી નથી, ઊલટું આપણે તે વૃત્તિને તાજી કરીને મનને ખોટું પોષણ પૂરું પાડીએ છીએ. એ મોટું અડચણકર્તા થઈ પડે છે. તેથી આપણા ગત દોષોને આપણે સંભારવા ન જોઈએ. પણ સંભારવા ન જોઈએ એમ કહીએ છતાં તે સાંભરે ત્યારે શું કરવું? તે વખતે આપણે આપણા ઉજ્જવલ ધ્યેયને સંભારવું. આપણે કેવાં કેવાં ઉત્તમ કામો કરવા માગીએ છીએ તે સંભારવું. જાણે આપણે સુંદર કામો કરી રહ્યા છીએ એવી કલ્પના ખડી

કરવી. એ કામો જાણે બની રહ્યાં હોય ને આપણે કાંઇ ચિત્રપટમાં જોતા હોઇએ તેમ કલ્પનામાં જોવાં. અને એ હું સિદ્ધ કરીશ એવો સંકલ્પ મજબૂત કરવો. આમ કરવાથી મલિન ભૂતકાળ અજવાળા પાસે અંધારું ભાગે તેમ ભાગશે. હંમેશાં ભવિષ્યનું ચિન્તવન કરવું. પણ ભૂતને કદી સંભારવો નહિ. ભવિષ્યની કલ્પના ઉજ્જવળ અને સજાગ રહે તે માટે હંમેશાં નિયમિત સમયે દુનિયા માટે ફરવાની આપેલા શહીદોનાં જીવનવૃત્તાંતો વાંચવાની પ્રથા રાખવી. ધર્માચાર્યો અને સન્તો, વિજ્ઞાનના શોધકો અને સાહસિકો, તથા રૂઢીભંજકોનાં ચરિત્રો આપણું સંકલ્પબળ ખૂબ જ પોષશે. ગુજરાતીમાં તેમ જ અંગ્રેજીમાં આવાં પુસ્તકો મળી રહે છે. ત્યાંના શિક્ષકોને પૂછશો તો નામાવલી બતાવી શકશે. એકવાર વાંચ્યા હોવા છતાં ફરીને વાંચવામાં રસ નહિ ટળે.

બસ હવેના કાગળમાં બાકીના પ્રશ્નો વિષે લખીશ. આવતા પખવાડીએ તે તમને મળશે. અહિંની કુદરત ખૂબ મઝાની છે પણ તમને ત્યાં પારસલ કરીને કાંઈ થોડી મોકલાય છે? આનંદમાં રહેતા હશો એવી આશા રાખું છું......ભાઈ વગેરે પણ સાંભરે છે. પણ સૌનું કુશળ પ્રાર્થવા ઉપરાંત બીજું શું થઇ શકે તેમ છે?

લી.........ના

વં. મા.

ના. ક. આ વિષય આટલેથી પૂરો થાય છે તે બાગતમાં હવે કાંઇ ખાસ કહેવા જેવું રહી જતું હોય એમ લાગતું નથી. છતાં તમે લખશો તો જવાબ આપીશ.

## ૭

પંચગની.

ભાઈશ્રી,

**તમને** મારો બીજો પત્ર મળ્યો હશે. કેટલીક બાબતો તો બહુ સામાન્ય હોઈને તમારા જાણવામાં હોય એમ માની તેમાં લખી ન હતી. પણ લખવી એમ ધારીને અહિં લખું છું. નીચેની બાબતો બ્રહ્મચર્ય માટેની પ્રતિકૂળ પરિસ્થિતિમાં આવે.

(૧) કબજિયાત - બ્રહ્મચર્યનો આ મોટો દુશ્મન છે. તેને ટાળવી જોઈએ.

(૨) ભર્યા પેટે સુવું–સુતી વખતે પેટ ખાલી થઈ જવું જોઇએ એટલે વહેલું ખાઈ લેવું યા રાત્રે ઓછું ખાવું. પેટમાં વાયુ થવા ન દેવો.

(૩) ટુંટિયાં વાળીને સૂવું અગર ટાઢ ટળે તેટલું જ ઓઢવાને બદલે શરીર વધારે ગરમ થાય તેટલું વધારે ઓઢીને સુવું એ પણ નુકશાનકારક છે.

(૪) સવારના ચાર વાગ્યા પછી ઊંઘ ઉડયા છતાં ફરી ઊંઘવા પ્રયત્ન કરવો એ પણ હાનિકારક છે.

આટલું આગલા પત્ર વિષે. હવે આ કાગળમાં તમારા બાકીના મુદ્દાઓ વિષે લખી નાંખીશ. મારા ધારવા પ્રમાણે હવે મારે ચાર બાબત વિષે તમને લખવાનું રહે છે. (૧) પરણવું કે નહિ? (૨) કયો ધંધો કરવો? (૩) આગળ ક્યાં અને શું ભણવું? (૪) હાલનો અભ્યાસ. આમાં છેલ્લા મુદ્દા વિષે મારે ખાસ લખવાનું નથી. કેમકે આ અભ્યાસ તો જેવો થાય છે તેવો પૂરો કરવાનો છે. અને ટૂંકમાં થઈ પણ જશે. એટલે હાલની ભણવા-ભણાવવાની પ્રથા વિષે મારે હાલ લખવું નિરર્થક છે.

હવે ઉપલા ચારે મુદ્દા પાછળ એક વાત પાયારૂપે રહી છે. તેની અવગણના કર્યાથી બધી મુંઝવણ પેદા થાય છે. આવા દરેક જીવનવ્યાપી અને મહત્ત્વના પ્રશ્નમાં ઉત્તર આપતા પહેલાં કે ઉત્તર સ્વીકારતા પહેલાં આપણે એ મૂળ પાયાની વાતને ન વિસારવી જોઈએ. તે વાત જીવનનું ધ્યેય. જ્યાં સુધી આપણા જીવનનું ધ્યેય આપણે નક્કી ન કરીએ ત્યાં સુધી એ ચારમાંથી એક પણ પ્રશ્નનો જવાબ આપણને માફક ન આવે. અને જ્યાં સુધી આપણે એવી કાચી ઉમ્મરના હોઈએ કે આપણું જીવનધ્યેય નક્કી ન કરી શકીએ ત્યાં સુધી આપણા વાલી અગર શિક્ષકોએ પોતે ઇષ્ટ માનેલા અને સ્વીકારેલા જીવનધ્યેયને ચોક્કસપણે આપણે પ્રાપ્ત કરી શકીએ એ રીતે આપણને કેળવવા જોઈએ. એમાં આપણી સ્વતંત્ર જીવન-શક્તિ પોષાય છે, કચરાતી નથી. હાલની કેળવણીની સંસ્થાઓ પાસે કેળવણીનાં ઝાંખાં કે સ્પષ્ટ ધ્યેય હશે. છતાં જીવનનાં ધ્યેય તેમની સામે નથી. અને જેઓ કેળવે છે તેઓ કોઈપણ એક જ ધ્યેયને અનુસરતા નથી. એટલું જ નહિ પણ જે કેળવણીના ધ્યેયને તેઓ સ્વીકારે છે તે પણ તેમના જીવનમાં વ્યાપતું નથી. એટલે હાલની સંસ્થાઓ શાને માટે આપણને તૈયાર કરે છે તે નથી તેઓ જાણતી તો આપણે ક્યાંથી જ જાણીએ? હાલ સંસ્થાઓ ગમે તેવાં જુદાં જુદાં જીવન ધ્યેયોવાળાને તેમજ કોઈપણ જીવનધ્યેય

વિનાનાને પણ અનુકૂળ થાય તેવી બનવા પ્રયત્નો કરી રહેલ છે. બધાને અનુકૂળ થાય તેવો જામો જેમ કોઇને બંધબેસતો થતો નથી તેમ આવી સંસ્થાઓ કોઈ વિદ્યાર્થીના જીવનધ્યેયને પોષી શકતી નથી. કેળવણી માટે જ કેળવણીનો મારે મન તો કાંઈ અર્થ જ નથી. તેનો કાંઈ અર્થ થાય તો તે એટલો જ કે પરિસ્થિતિ પ્રમાણે માણસને ઘડવાની કેળવણી, માણસની ઇચ્છા પ્રમાણે પરિસ્થિતિને ઘડવાની નહિ. એટલે જેટલાં જેટલાં અને જેવાં જેવાં જીવનધ્યેયો હોય, તેવી અને તેટલી જુદી જુદી સંસ્થાઓ તેવા ધ્યેયવાળા માટે જ હોવી જોઈએ. અનુકૂળ થાય તેવી સંસ્થાઓની જ ઉપયોગિતા છે. જીવનધ્યેયોમાં વિવિધતા હોવાને લીધે વિવિધ સંસ્થાઓની જરૂર રહે છે. પરંતુ તેવી વિવિધ સંસ્થાઓને અભાવે બધાને ઉપયોગી થાય તેવી એક સંસ્થા હોય તો શું ખોટું ? એવા ખ્યાલથી ચાલે તે સંસ્થા બધાને ઉપયોગી થતી હોય તો તે બધાને મુંઝવણમાં નાખવામાં જ ઉપયોગી નીવડે છે.

પણ આવું બધું અહિ અને તમને લખવું શા કામનું ? છતાં આટલું લખવાનો હેતુ એટલો જ છે કે જે સંસ્થાઓ વિંધ તે જ વ્યક્તિઓ વિંધ. અને જે ચાર મુદ્દા ઉપર આપણે વિચાર કરવાના છે તે માટે પણ જેવું આપણું ઇષ્ટ માનેલું અને સ્વીકારેલું જીવનધ્યેય તેવો તેનો ઉકેલ. અને હવે તમારે તમારા માટે સ્પષ્ટ નિર્ણય કરી લેવાનો વખત આવી ગયો છે. તમારા અનુભવ, અભ્યાસ, તથા તમારી વૃત્તિઓનો તમારો પોતાનો ખ્યાલ એવા નિર્ણય માટે પૂરતો છે એમ હું માનું છું. મને લાગે છે કે ઉપલા વાક્યમાં લખેલી બાબતોને આધારે તમારે તમારું જીવનધ્યેય નક્કી કરી લેવું જોઈએ. અને તે ધ્યેયને સફળ કરવા માટે હવે પછીની પ્રવૃત્તિઓ રહેવી જોઈએ. જે ચાર અગર ખરું કહીએ તો ત્રણ

પ્રશ્નોની આ કાગળમાં ચર્ચા છે તે સ્વતંત્ર પ્રશ્નો નથી પણ તમે જે ધ્યેય નક્કી કરો તેને પોષવા માટેની ઇતર પ્રવૃત્તિઓ છે.

એટલે અત્યારની સ્થિતિ જે ખામીને કારણે છે તે દૂર કર્યા વિના આગળ ચલાવીએ તો એવી ને એવી જ સ્થિતિ પછી પણ રહે. એટલે હવે પહેલાં તમારે તમારું જીવનધ્યેય નક્કી કરી પછી તેની પૂર્તિ અર્થે આગળનાં પગલાં ભરવાં જોઈએ.

જીવનધ્યેય નક્કી કરવા માટે તમે થોડાક પ્રશ્નો તમારી જાત સાથે વિચારી લઈ શકો. સામાન્ય રીતે માણસોને ત્રણ રીતનાં જીવન જીવતાં આપણે જોઈ શકીએ છીએ. એક તો બની શકે તેટલો ઉપભોગ કરવો અને તેમ કરતાં ફાજલ પાડી શકાય તેટલું સમાજને અર્થે વાપરવું એ ધોરણે ઘણા જીવે છે. બીજા કેટલાક એવા છે કે જેઓ મર્યાદામાં અને સંયમપૂર્વક ઉપભોગ કરે છે, તે માટે આવશ્યક એવી પ્રવૃત્તિઓ કરે છે અને ફાજલ પ્રવૃત્તિ સમાજના હિત માટે કરે છે. પોતે આંકેલા મર્યાદિત ભોગોને દફનાવીને સમાજહિતાર્થે પ્રવૃત્તિ કરનાર આ લોકો નથી. કેટલીક સ્થિર થઈ ગએલી જાહેર સંસ્થાઓના કાર્યકર્તાઓ આવી કક્ષાના હોય છે. ત્રીજો વિભાગ ત્યાગીઓનો છે. જેઓ નાખુશીથી જ ભોગ ભોગવવા ઇચ્છે છે. અને જેઓ ઘર બાળીને તીર્થ કરવામાં માનનારા છે. આ ત્રણ પ્રકારમાંથી પહેલા પ્રકારવાળાની ચર્ચા કરવાની જરૂર જ નથી. બીજા અને ત્રીજા પ્રકાર વચ્ચે આપણે પસંદગી કરવાની રહે છે. બીજા પ્રકારવાળા કુટુંબી જ હોય અને ત્રીજા પ્રકારવાળા છડા જ હોય છે એમ માનવાનું નથી. કૌટુંબિક પરિસ્થતિનો આમાં વિચાર નથી પણ પોતાની વાસનાઓનો વિચાર છે. અમુક સુખ સગવડો વિના ન જ ચાલે, ભવિષ્યનો વિચાર રાખ્યા વિના ન જ ચાલે, વૃદ્ધ, અપંગ કે બિમાર થઈ જવાય તો તે વખત માટે.

આરોગ્ય અને જુવાન અવસ્થા દરમિયાન જોગવાઈ કર્યા વિના ન જ ચાલે, અમુક જાતના સાધનવાળું જીવનનું ઉચ્ચ ધોરણ રાખ્યા વિના મવાલીમાં ખપી જવાય એવો ભય મનમાં રહ્યા કરે. ચોવીસે કલાક સમાજ માટે તનતોડીને મહેનત કરીએ પણ અમે અને અમારાં કુટુંબીઓ માટે જીવનનિર્વાહની નિશ્ચિંતતા હોવી જોઈએ, અમારું તો ઠીક પણ અમારાં છોકરાંને ઉચ્ચ કેળવણી મળે અને તે સમાજને ખૂબ ઉપયોગી થાય એટલા માટે તો અમુક સ્થિર આવક વિના ન જ ચાલે. આવા આવા વિચારોવાળા પરગજુ માણસોની સંખ્યા કાંઈ ઓછી નથી. આવા લોકો કેવળ ત્યાગી કરતાં હલકા છે અથવા સમાજની ઓછી સેવા કરી શકે છે એમ કહેવાનો ઉદ્દેશ નથી. ઓછી શક્તિવાળા કેવળ ત્યાગી કરતાં શક્તિસંપન્ન આવા માણસો સમાજનું ઘણું વધારે હિત કરી શકે છે. એટલે એક કરતાં બીજા સારા અથવા વધારે ઉપયોગી એમ પણ નથી. આમાં માત્ર આંતરિક વાસના અને વૃત્તિઓનો જ સવાલ છે. તેથી અમુક જીવન વધારે ઉચ્ચ છે માટે નહિ પણ મારી વાસનાઓ અને વૃત્તિઓ અમુક જાતની છે માટે આ બેમાંથી એક પ્રકારનું જીવન ધોરણ પસંદ કરવાનું રહે છે. એટલે તમે આ દૃષ્ટિએ તમારી જાતની પરીક્ષા અને તુલના કરી તમારો નિર્ણય કરવામાં ઠીક રસ્તો શોધી શકો. પરણવા ન પરણવાના પ્રશ્નને અલગ રાખીને માત્ર પોતાની વૃત્તિ ઉપરથી જ વિચાર કરવાનો છે.

જો તમારો નિર્ણય ત્યાગી જીવન તરફ ઢળતો હોય તો તમારે વિશેષ વિચાર કરવાનો અને વિશેષ બારીક તપાસ કરવાની જરૂર રહે છે. તમે એવા નિર્ણય તરફ શા માટે ઢળો છો એ પણ તમારે ચકાસી જોવું જોઈએ.

ત્યાગી જીવન વધારે પવિત્ર છે, વધારે પૂજ્ય છે, વધારે દેશહિતકર છે, વધારે ઉચ્ચ છે, વધારે આદર્શરૂપ છે, માટે તમે તે

તરફ ઢળો છો કે તમારી ઉપભોગ વૃત્તિ એટલી વૈરાગ્યવતી થઈ છે માટે ઢળો છો તે તમારે બરાબર તપાસવું જોઈએ. જો પહેલા કારણ સમૂહથી તમે દોરવાતા હો અને પાછલું વૈરાગ્યવૃત્તિનું કારણ એટલું પ્રબળ ન હોય તો આદર્શને વ્યવહારમાં ઉતારતાં તેનો ઓપ ઝાંખો પડી જવાનો અને સૌન્દર્યને સ્થાને મુશ્કેલીઓ જ સામે આવવાની, ત્યારે તમને ટકાવી રાખનાર બળ કયું રહેશે? એ મુશ્કેલીઓમાં મહાલવાનો આનંદ ક્યાંથી ફૂટી નીકળશે? અને આ વખતે વૈરાગ્યબળનો ટેકો પૂરતો મજબૂત નહિ હોય તો જીવનમાં નિરાશા અને નિરસતા આવશે તે વખતે શું? ભુલ્યા ત્યાંથી ફરી ગણવાનો મોકો તો હરેક વખતે રહે છે જ છતાં એમ કરવાનું બળ પણ કોઈ વખતે રહેતું નથી. અને પ્રતિષ્ઠા અથવા તો વટ રાખવાની વૃત્તિ આપણને આવે ટાણે આગળ ધકેલી પાર ઉતારે છે છતાં એમાં મૂળના જેટલી મઝા તો નથી જ રહેતી અને પ્રકૃતિ પણ કદાચ બગડે. જીવનનો બોજો ઉઠાવીને ચાલ્યા રહેતા છતાં તે બેહદ છે એવો ખ્યાલ રહ્યા જ કરે એટલે આપણી વૈરાગ્યવૃત્તિ કેટલી પ્રબળ થઈ છે તે આપણે પહેલેથી જ તપાસી જોવું ઘટે. અને આપણો નિર્ણય તે ઉપર અથવા નજીકના ભવિષ્યમાં તેનો વિકાસ થવાની આપણે જેટલી ખાતરી રાખતા હોઈએ તેના ઉપર અવલંબે છે. આ માટે તમે તમારી જાતને ફરીને ચકાસી જુઓ કે તમારી ખાદ્યવાસના કેવી પ્રબળ છે? તમારી શરીર–સુખની લાલસા કેટલી પ્રબળ છે? તમને એશઆરામ કેવોક ગમે છે? કીર્તિ–લોભથી તમારી પ્રવૃત્તિ કેટલે અંશે દોરવાય છે? પરિણામ આવે તેવી પ્રવૃત્તિ ઉપર તમે કેટલે અંશે ખેંચાવ છો?

જો તમને આ બાબતોમાં સામાન્ય માણસો કરતાં ઠીક ઠીક સંતોષકારક જવાબ મળે અને તમારો ત્યાગી જીવન તરફનો નિર્ણય છોડવા જેવું તમને ન લાગતું હોય તો ફરીને તમે તપાસો કે તમારી ઉપભોગ પ્રતિની એટલી ઉદાસીનતા શા કારણે ઉત્પન્ન થઈ છે

તમને એવું શું આકર્ષે છે કે તમે ત્યાગી જીવન તરફ જવા લલચાવ છો ? તમને ગરીબોનાં દુઃખ સાલે છે ? તમને સમાજનો સડો સાલે છે ? તમને પરાધીનતાની બેડીઓ સાલે છે ? કયા કારણે તમારા હૃદયમાં ચોટ લગાવી છે ! તે કારણ શોધી કાઢો અને શોધ્યા પછી તે અંતરના ઘા છે કે માત્ર અનુકરણથી ઉદ્ભવ્યું છે તે નક્કી કરો. બુદ્ધિથી તે પકડ્યું છે કે અંતરના ઘાનું તે પરિણામ છે તે વિચારો. ધારો કે તમને ગરીબોનાં દુઃખ સાલ્યાં છે જો એમ હોય તો ગરીબોના દુઃખે દુઃખી થઈ તમને તમારી ચાલુ રહેણી કોઈ દિવસ દુઃખદ લાગી છે ? ભરેલું ભાણું સામે આવતાં કોઈ દિવસ કચવાતે મને તે આરોગ્યું છે ? ગાદલું મળતાં ભોંયે સૂતા કદિ તલસ્યા છો ? મતલબ કે સુખ સગવડ કદિ દુઃખ-રૂપ લાગી છે ? એમ હોય તો જાણજો કે હૃદયની ચોટથી તમે પ્રેરાવ છો.

આવી રીતે આત્મપરીક્ષા કરીને કયા પ્રકારનું જીવન ગાળવું તેનો નિશ્ચય તમે અત્યારથી કરી લ્યો. અને તેને પાર ઉતારવા જે જાતનો આગળ અભ્યાસ કરવો પડે તે કરો, જે જાતનો ધંધો કરવો પડે તે કરો, જે જાતનું વાંચન વધારવું પડે તે વધારો. મતલબ હરેક પ્રવૃત્તિ એ નિશ્ચયને મૂર્તિમંત કરવા માટે જ હોય.

આગળ અભ્યાસ ક્યાં કરવો અને શો કરવો એ પ્રશ્નનો જવાબ ઉપરના ફકરામાં આવી ગયો. ઘણાને એ નહિ રૂચે. હાલમાં સરકારી વિદ્યાપીઠોમાં અભ્યાસ કરનારા એથી વિરૂદ્ધ જ ચાલે છે. પોતે શા માટે અભ્યાસ કરે છે તે તેમને ખબર નથી. સગવડ મળી માટે ભણે છે. શો અભ્યાસ કરવો તે તેમને ખબર નથી. અમુક વિષય ફાવે છે અગર સહેલો છે કે ગમે છે માટે તે શીખે છે. અને સ્નાતક થયા પછી પણ પોતે શીખેલા વિષયનો કેમ ઉપ-યોગ કરવો તે તેમને આવડતું નથી. કાં તો એવી પ્રવૃત્તિમાં

પડે છે કે એ વિષયો ભણ્યા ન હોત તો પણ તે પ્રવૃત્તિ એટલી જ કુશળતાથી કરી શકત. શિક્ષક થનારને પણ પોતે ભણે છે એટલું ભણાવવું પડતું નથી અને નથી ભણાવવું પડતું તેટલું ભુલાય છે. ભાષા અને સાહિત્યનું સ્થાન પણ તેમના જીવનને સંસ્કારી કરતું આપણે જોતા નથી. કેમકે તે વ્યાપક દૃષ્ટિથી નથી શીખાયું. આવી રીતે સમાજનો કિંમતી સમય અને પૈસો નકામો વેડફાય છે. પરિણામ કે ધ્યેયનો વિચાર કર્યા વિના કોઈ માણસ વેપાર કરે તો તે મૂર્ખ ઠરે અને દેવાળીયો થાય. પણ આવા ભણેલા દેવાળીઆ તરફ કોઈ આંગળી પણ ચીંધતું નથી. પરદેશમાં આવું નથી. પોતાને ભવિષ્યમાં જેવું કાર્ય કરવાનું હોય તે તેવું શિક્ષણ લે છે. તો જ દેશ આગળ વધી શકે.

વળી ઉંચ્ચ અભ્યાસ કરનારાઓ પાછળ, સમાજના કેટલાય દ્રવ્યનો ખર્ચ થાય છે. એટલે આપણે તે ઉચ્ચ અભ્યાસ કરીને સમાજને તેના પ્રમાણસર ફાયદો કરી શકીએ તો જ સમાજનું ઋણ કરવું વ્યાજબી ઠરે. ભાવિ ઉપયોગીતાના ખ્યાલ સિવાય માત્ર અમુક ધૂન કે શોખ પોષવાની ખાતર જ આગળ અભ્યાસ કરીએ તો તેનો બદલો આપણે સમાજને ન વાળી શકીએ. એવા દેવાદાર રહેવુ તેના કરતાં ન ભણવું વધારે સારૂ. જ્યાં ઉદ્દેશપૂર્વક જ દેશની તમામ પ્રવૃત્તિઓનું સંચાલન થાય છે એવા રશિયામાં તો પંદર વર્ષ ઉપરના છોકરાને ભણવું હોય. ઉચ્ચ કેળવણી લેવી હોય તો અર્ધો દિવસ તેણે પોતાના ક્ષેત્રમાં મજૂરી કરી સમાજનું ઋણ અદા કરતા જવું જોઈએ અને સાથે સાથ ઉચ્ચ કેળવણી લેવાતી જાય એવો નિયમ છે. આપણે ત્યાં એવી વ્યવસ્થા ન હોય તો કાંઈ નહિ, ભાવિ કાર્યક્રમ વધારે સારી રીતે પાર પાડવાના હેતુથી જ તેવી ઉચ્ચ કેળવણી આપણે લેવી જોઈએ.

સંસ્કૃતના શિક્ષક થવા માટે આગળ સંસ્કૃત ભણવું એ વિચારમાં બે દોષો રહેલા છે. એક તો સંસ્કૃત ભણવાનો અગર ભણાવવાનો ઉદ્દેશ ભાષા જ્ઞાન

ન હોઈ શકે. જો સંસ્કૃત ભાષાનો ઉપયોગ માત્ર ભણવા ભણાવવા પૂરતો જ હોય તો તે બંને પ્રવૃત્તિ તાજ્ય છે. કેમકે તે ફલહીન છે. ભાષા સાહિત્યનો જડ દેહ છે. એટલે આપણું પ્રાચીન સાહિત્ય અને સૌંદર્ય સમજી આર્યોના આદર્શ આપણા જીવનમાં ઉતારવાનો મનોરથ હોય તો સંસ્કૃતનો અભ્યાસ કામનો, પણ એ મૂળ વસ્તુની આપણને પડી ન હોય તો ભાષાનું જ શિક્ષણ લઈને અને દઈને શું ફાયદો? એવું જ બીજા વિષયોનું. સ્પષ્ટ ચોક્કસ વ્યવહારિક ઉપયોગીતા સિવાય કોઈ પણ વિષયનો આગળ અભ્યાસ નિરર્થક છે. ઉપર બે દોષ કહ્યા છે તે બે દોષ એ કે શિક્ષક થવા માટે અમુક વિષયનું જ્ઞાન હોવું એ બહુ જ ગૌણ લાયકાત છે પરંતુ કેળવણીશાસ્ત્ર વગેરે વિષયોનું જ્ઞાન જ મુખ્ય વસ્તુ છે. એટલે શિક્ષક થનારનું ધ્યાન તે બાજુ હોવું જોઈએ. અને તેનો ઉચ્ચ અભ્યાસ પણ તેજ દિશામાં હોવો જોઈએ. આ તો અભ્યાસ ઉપરથી વાત ધંધા ઉપર ચડી ગઈ, કારણકે ધંધાને અનુકૂળ થાય તેવોજ ઉચ્ચ અભ્યાસ હોવો જોઈએ એમ હું માનું છું. પણ ધંધા વિષે વિશેષ લખું તે પહેલાં અભ્યાસ વિષે પૂરું કરવું જોઈએ. તમે જોઈ શકશો કે આ પત્રમાં જે પ્રશ્ન ચર્ચાય છે તેનો નિર્ણય તમારે જાતે જ કરવાનો. એટલે એ બાબતમાં હું કે કોઈ બીજાકોઈ નિશ્ચયપૂર્વક જણાવીએ તે ઇષ્ટ ન ગણાય. છતાં મેં ઉપર જે વિચારસરણી મૂકી છે તે તમને ન રુચે અને ભવિષ્યના કાર્યનો કોઈ જાતનો નિર્ણય કર્યા વિના અગર તે કરવાનું હાલ મોકુફ રાખીને તમો આગળ ગમે તે અભ્યાસ કરવો એટલા જ વિચારના થાવ તો એ વાત તો નક્કી છે કે આપણી વિદ્યાપીઠ ખુલવાની નથી અને બિહાર કે કાશીની વિદ્યાપીઠની પણ તે જ હાલત હશે. હું એવું અનુમાન કરું છું છતાં તે બાબત પૂજ્ય કાકા-સાહેબને પૂછવાથી વિગતવાર માહિતી મેળવી શકશું. જો મારું અનુ-માન સાચું ઠરે તો શું કરવું એ બાબતમાં મને એમ સૂઝે છે કે

દક્ષિણામૂર્તિમાં જ હાય તમે જે રીતે જીવન ગુજારો છો તેટલા ખર્ચને પહોંચી વળે તેટલો પગાર મળે તેટલા જ થોડા કલાકની નોકરી મેળવો અને વધારેમાં વધારે જેટલો સમય તમે ફાજલ પાડી શકો તેટલો બધો સમય તમને જે જે વિષય ઉપીયોગી લાગે તેનો આપ મેળે અભ્યાસ કરો. પુસ્તકો તથા સૂચના આપનાર ત્યાં દ. મૂ. માં અને કૉલેજમાં મળી રહેશે.

હવે ધંધા વિષે. કયું કામ–ધંધો લેવો તે સ્વભાવ અને શોખ ઉપર આધાર રાખે છે. કયા ક્ષેત્રમાં તે ધંધો કરવો તે ત્યાગવૃત્તિ ઉપર આધાર રાખે છે. શિક્ષક, કારીગર, કલાકાર, વેપારી, ખેડૂત કે મજૂર ગમે તે ધંધાદારી બનીએ - દરેકમાં સેવાને સરખું સ્થાન છે. અમુક ધંધામાં સેવા વધારે થઈ શકે એ વાત માનવા જેવી નથી, કારણ સેવા એ વૃત્તિનો વિષય છે. તે વૃત્તિ જે કોઈ ક્ષેત્રમાં પડે ત્યાં સેવા ફૂટી નીકળે. એટલે ધંધાની પસંદગીમાં પોતાની આવડત અને શોખ એ જ મુખ્ય વસ્તુ રહે. એક વાર અમુક ધંધો કરવાનું નક્કી કર્યું પછી તે ક્યાં કરવો એનો નિર્ણય કરવા માટેનો આધાર આપણી ત્યાગવૃત્તિ છે. ધારો કે એક સુંદર શિક્ષક છે અને તે મન પરોવીને વિદ્યાર્થીઓની ઉન્નતિ માટે પોતાથી બનતું બધું કરી છુટવા મથે છે. તેને બે સંસ્થાઓમાં કાર્ય કરવાની તક છે. જે સંસ્થા વધારે પગાર આપે, જે સંસ્થા વધારે જામેલી હોય, જે સંસ્થાની સાથે જોડાવું એક જાતના માન સમાન હોય તે સંસ્થાને પસંદ કરનાર માણસમાં ધન અગર કિર્તી વિષે ઓછી ત્યાગવૃત્તિ છે એમ કહી શકાય. બંને ઠેકાણે વિદ્યાર્થીઓનું સરખું જ કલ્યાણ હું કરી શકું છું તો પછી અનયાસે ઉપજતા અન્ય લાભો હું શા માટે જતા કરું ? એમ સ્વાર્થી અથવા ઓછો ત્યાગી માણસ જ વિચારે. જ્યાં સાધનો છે, સગવડો છે, કદર છે, કીર્તિ છે, ત્યાં તો એક યા બીજા ગમે તે કામ કરનાર મળી રહે. પણ જ્યાં એમાંનું કંઈ નથી ત્યાં કામ

કરનાર ત્યાગ વૃત્તિ સિવાયનો કોઈ ન રહી શકે. અને આપણા દેશમાં આવું પાછળ કહ્યું તેવું ક્ષેત્ર વિશાળ છે. વળી હાલના ઉપલા અને મધ્યમ વર્ગના યુવકો કેળવાઈને પણ લોકસમુદાયને ભારે પડે એવું જીવન ગાળે છે. ગરીબ અને અજ્ઞાન લોકસમુદાય કચરાય, ચૂસાય, અને ઊંચો થવા ન પામે એવી જાતની જીવન વ્યવસ્થા મધ્યમ અને ઊંચ વર્ગના લોકોની છે. જેઓ ખાય છે, તેટલું પેદા કરતા નથી. અને એ બંને વર્ગના યુવાનોને કેળવનારી સંસ્થાઓ તેમને એ જીવનવ્યવસ્થા તજવાનું શીખવી શકતી નથી. એટલે જેટલે અંશે આપણામાં ત્યાગ હોય તેટલે અંશે આપણે આપણું ક્ષેત્ર ગરીબ, કચરાયેલા અને અજ્ઞાન વર્ગની વચ્ચે પસંદ કરવું જોઈએ. તેમાં પરિણામ, ફળ, અને કીર્તિ ન પણ મળે. પણ તેની પરવા ત્યાગીને શી ?

હવે લગ્ન વિષે. અમુક કાર્ય કરનારે પરણવું જોઈએ અને અમુક કાર્ય ન પરણેલ વધારે સારી રીતે કરી શકે એ ધોરણે આ પ્રશ્નનો નિકાલ કરતાં મોટી આફત આવી પડે. કેમકે મનુષ્યની મૂળભૂત વાસના સાથે આ બાબતનો સંબંધ હોઈ તેનો સ્વતંત્રપણે નિર્ણય થવા જેટલી તે મહત્ત્વની બાબત છે. અને તેને બીજા કોઈ પણ પ્રશ્નથી ગૌણ ગણીને નિર્ણય કરીએ તો તેથી કદાચ આખી જિંદગી વિમાસણમાં ગાળવી પડે. એટલે આ બાબતમાં પોતાની વૃત્તિ-વાસના કેટલે અંશે કાબુમાં છે તે મુખ્ય બાબત છે. અને બીજી તેટલી જ મુખ્ય બાબત જીવનમાં કોઈ ઉચ્ચ હેતુ અથવા સાધ્ય માટે સર્વસ્વ હોમવાની-ફના થઈ જવાની કેટલી આંતરિક-તાલાવેલી છે તે છે. પહેલાની પૂરક પાછલી બાબત છે. પહેલી બાબત-માં થોડી ઘણી ત્રૂટી હોય પરંતુ પાછલી બાબત ઉગ્ર હોય તો માણસ પરણ્યા વિના જીવન ઠીક ઠીક ધપાવ્યે જાય એ સંભવિત છે. પરંતુ આ બંને બાબતનું આવશ્યક પ્રમાણ નક્કી કરવાનું સાધન આત્મવિશ્વાસ સિવાય બીજું કોઈ નથી. પોતાને લાગે કે આટલાથી

ચાલશે તો ચાલે. નહિ ચાલે એમ લાગે તો ન ચાલે. આ બાબતમાં આપણા જાણીતા એક ભાઈનો અનુભવ નોંધવા જેવો છે. તેને એમ લાગ્યું કે પરણ્યા વિના હું નહિ રહી શકું. વિચાર કરતાં તેને પોતાનો નિર્ણય ઠીક લાગ્યો. પરિણામે તે પરણ્યા. એ પરણ્યા એટલે તેને જણાયું જે વાસના ઉપર કાબુ મેળવવો આકરો છે તેમ હું માનતો હતો તે વાસનાઓ ક્યાંય અદૃશ્ય થઈ ગઈ છે. એટલે પરણ્યા પછી તેને એમ લાગ્યું કે ન પરણ્યો હોત તો હું ખુશીથી નીભાવી શકત. આવું પણ કેટલીકવાર બને. પરંતુ આ બાબત એવી મહત્વની છે કે એમાં મારા એકના વિચારો કશા કામના નહિ. જેઓ આવો બધો વિચાર કર્યા છતાં પરણેલા છે, અને જેઓ આવો વિચાર કર્યા છતાં પરણેલા નથી, એવા બન્ને વર્ગના બબ્બે ચચ્ચાર માણસોના અભિપ્રાયો જાણ્યા પછી જ તમે તમારો વિચાર કરવા બેસો એ ઠીક છે. વ્યવહારુ રીતે મારો સ્પષ્ટ મત કહું તો એ છે કે જેણે જુવાનીમાં આવ્યા પછી સ્ત્રી-સંગ કર્યો છે અથવા જેનામાં કોઈ ઉચ્ચ આદર્શ માટે ખપી જવાની વૈરાગ્ય પ્રતિ તાલાવેલી ભભૂકી ઉઠી નથી તેને ન પરણવાની સલાહ હું ન આપું. એનો અર્થ એવો નથી કે તે એકલો ન જ રહી શકે. પણ તેને તેમ રહેવાની સલાહ આપવાની જવાબદારી હું ન લઉં. પોતાની જવાબદારીએ તે ગમે તેમ કરે. હવે પરણવાનું નક્કી કરવું એનો અર્થ એ નહિ કે જેવી કન્યા મળે તેની સાથે લગ્ન કરવાં, પણ પોતાના જીવનઆદર્શ સાથે જેના જીવનઆદર્શ મળતા આવતા હોય તેની સાથે જ લગ્ન સંભવે. એટલે મોટી ઉમ્મરની કન્યા જ લગ્ન માટે યોગ્ય ગણાય. હું કેળવી લઈશ એમ ધારીને લગ્ન કરનાર પસ્તાયા છે. ઉપર કહી તેવી યોગ્ય કન્યા ન મળે તો પાછું ફરીને વિચારવાનું કે શું કરવું. કેમકે ત્યારે લગ્ન એટલે જીવનનો આદર્શ તજવાનો પ્રશ્ન. તેવે વખતે નવેસરથી અને ફરીને વિચાર કરવો ઘટે.

અત્યારના અભ્યાસ વિષે હું કંઈ સૂચનાઓ આપી શકું તેમ નથી. તમારી અભ્યાસ વિષેની પ્રગતિ વિષે તમારો કાગળ વાંચીને મને ઘણો સંતોષ થયો. એ બાબતનો ને બીજો આત્મવિશ્વાસ આવે એ જ એક મોટું બળ છે. પોતાની જાતને પોતે જ નકામી નગુણી કે હલકી ગણે તેના જેવું બીજું કોઈ મોટું પાપ નથી. કારણ તેમ કરનાર માણસ એક ડગલું પણ આગળ વધી શકતો નથી. પણ જે માણસ અભિમાન વિના પોતાના ગુણ અવગુણ તોળી, જેવો છું તેવો પણ આવો છું અને એવો હું સમાજને ઉપયોગી થવા ઇચ્છું છું એમ વિચારે તે માણસ જ આગળ વધી શકે છે. સૃષ્ટિમાં બધા પર્વત હિમાલય નથી કે બધી નદી સિંધુ નથી. બધાં ઝાડ આંબા નથી કે બધા પશુ સિંહ નથી. બધા માણસો પેગંબર નથી. ગુણ અવગુણથી ભરપુર કીટ - પતંગથી માંડીને હાથી અને માણસ સુધી અનેક કોટિ અને શક્તિઓવાળાં પ્રાણીઓ સર્જનહારની સૃષ્ટિમાં રહ્યાં છે, રહે છે અને રહેશે. જીવન વિકાસની અનંત સાંકળમાંનો કોઈનો એક તો કોઈનો બીજો, કોઈનો પહેલો, પચીશમો કે છેલ્લો મંકોડો કાળસાગરના આપણા જીવનપરપોટાના સમયે આપણે દેખી શકીએ છીએ. તેમાં કોઈના દોષ કાઢવા જેવું નથી, કોઈની ઈર્ષા કરવા જેવું નથી. જે કાળે જેવા આપણે છીએ તે કાળે અને તેવા જગતને બની શકે તેટલા વધારે ઉપયોગી થઈએ એટલે બસ છે. દરેક માણસ કરોડોનાં દાન કરી શકતો નથી. પણ શક્તિ પ્રમાણે સૌ આપી શકે છે. તેમજ આપણે જેવા છીએ તેવા સર્જનહારની કૃતજ્ઞતાપૂર્વક તેની સૃષ્ટિને અર્થે ખપી જઈએ એટલે બસ છે. મતલબ શક્તિઓની ઊણપ વિષે વસવસો રાખનાર ઈશ્વરનો કૃતઘ્ની બને છે. તૂટીફૂટી પણ જે શકિતઓ ઈશ્વરે આપી છે તેનો ઉત્તમમાં ઉત્તમ ભોગ આપી છુટવું તે કૃતજ્ઞતા છે. એવો માણસ કદી આત્માનિંદક ન હોય. પણ નમ્ર હોય, આત્મવિશ્વાસથી જે ધપાવ્યે જાય તેને ઈશ્વર સહાય કરે

અને તે શાંતિ અનુભવે. ટૂંકમાં જેની પાસે આત્મશ્રદ્ધા છે તેની પાસે બધું છે. જેણે તે ખોઈ તેણે બધું ખોયું.

આટલેથી તમારા બધા પ્રશ્નોના જવાબ પૂરા થાય છે. તમારા સુંદર ભાવિજીવનની હું આશા રાખી રહ્યો છું. બધા માણસોને સાથે રહેવાની તક તો મળતી નથી પણ પત્રવ્યવહારથી એક બીજાને જેટલા ઉપયોગી થઈ શકીએ તેટલા બનવાની સગવડ હંમેશાં હોય છે એટલે તમને કંઈ લખવા જેવું લાગે તો નિ:શંકપણે લખશો. મારાથી બનશે તેવા જવાબ હું આપીશ.

લી........ના

વં. મા.

## ૮

**ભાઈશ્રી,**

તમારો પત્ર મળ્યો આ બાબત વિષે મેં તો તમને ક્યારનું યે લખેલું છે છતાં ફરીને લખું છું.

(૧) શું કરવું એ ખબર પડતી નથી તેથી અને કાંઈક કરવાનો ચોક્કસ નિર્ણય કરવાની જવાબદારીના ડરથી ઘણા જુવાનો આગળ ભણવું એ રાજમાર્ગને પકડી રાખે છે. પણ પછી પણ કોઈક કાર્યમાં પડવાનો નિર્ણય તો કરવો જ પડશે અને ત્યારે આજ પડે છે તેથી ઓછી મુંઝવણ પડશે એમ માનવું એને હું આત્મવંચના જ સમજું છું. પછી તો બને છે એમ કે પોતાને કરવું હોય તેને ઉપયોગી ભણતર લેવાને બદલે ભણ્યા હોય તેને

બંધ બેસતું કામ માણસ પકડે છે. અને થોડા વર્ષને અંતે કોઈ વધારે માફક આવે એવા કામમાં પડવા ઇચ્છા થાય છે ત્યારે ભણતર પાછળ કાઢેલો સમય અને પૈસા નકામા કાઢયા એમ લાગે છે. ઉચ્ચ કેળવણી જીવનના નિશ્ચિત કાર્ય અને ધ્યેયની ખાતર ન લેવી હોય તો તેને માટે કાંઈ પણ સમય કે પૈસા બગાડવાનો મારો મત નથી.

(૨) ડીગ્રી માટે ભણવું હોય તો તેના પૈસા જુજ જ ઉપજે છે. તેમાં પણ ખાનગી વિદ્યાપીઠોના સ્નાતકને તો વધારે મુશ્કેલી. ડીગ્રીવાળાની આબરૂ સામાન્ય લોકોમાં કંઈક અંશે વધારે રહે છે ખરી. અમુક અંશે તેનો માન મોભો પણ હશે. પણ માન મોભા મેળવવા માટે કરજ કરનારની મૂર્ખાઈ, કરજ કરીને લગ્ન કરનારથી વધારે છે. કારણ કરજ કરવાના ડરને લીધે ન પરણનાર અનીતિમાન થઈ જવાના જોખમમાં છે. પણ ન ભણનાર તેવા કોઈ જોખમમાં નથી.

(૩) કરજ ભરવાના વિશ્વાસે કરજ કરીને ભણનાર એમ નથી વિચારતો કે જીંદગીનો ભરોસો કેટલો રાખવો યોગ્ય છે. જેને કાલનો ભરોસો નથી તે પાંચ વરસ પછી કરજ ભરવાનો વિચાર કરે તે તો સમજાય પણ વચનથી બંધાય તે હસવા જેવું કેમ નહિ ?

(૪) ભણવામાં અને કરજ ભરવામાં અર્ધી જીંદગી કાઢવાના વિચાર સાથે એ પણ વિચાર કેમ ન કરવો કે મને લગ્ન કરવાનું જરૂરી લાગ્યું તો તેનું ખર્ચ અને પછીનું ઘરખર્ચ કાઢતાં કરજ કેમ ભરાય? લગ્ન કોઈપણ સંજોગોમાં ન કરવાનો નિર્ણય તમે કરી નાખ્યો હોય તો જુદી વાત.

(૫) ભણવું એ જ જીંદગીનો ઉપયોગ એવું હું નથી સમજતો. એવા ભણવાને અફીણ કે દારૂના વ્યસન સમાન હું ગણું

છું. ઉપયોગી જીવન જીવી શકાય તે માટે ભણવું. પણ ભણવામાં જ જીંદગી જાય તો પછી તેને ઉપયોગી બનાવ્યાનો ફાયદો શો? ભણવું ગમે છે એમ કહેનાર કોઈપણ વિષયી માણસ જેવો છે. હેતુ વિનાના ભણવાથી ભણવામાં પણ બીજા વિષયોપભોગમાં બને છે તેમ ભોગથી તૃપ્તિ થતી નથી, પણ વધ્યે જ જાય છે. તેની હદ છે જ નહિ.

(૬) જ્ઞાન વધારવા માટે ભણવું એમ કહેનાર જ્ઞાનની મર્યાદા જ સમજતો નથી. ચાર વર્ષમાં પુરતું જ્ઞાન મળી રહેશે એવી સમજણ જ બાલિશતા છે. કોઈપણ કાર્યમાં પડયા પછી જ્ઞાન ન વધારી શકાય એવું માનવું આ જમાનામાં તો તદ્દન ગેર-વ્યાજબી છે. કારણકે યોગ્ય સ્થળમાં કામ લીધું હોય તો જ્ઞાનની વૃદ્ધિ મોત થતાં સુધી કરી શકાય છે.

(૭) પદ્ધતિસર જ્ઞાન મેળવવાની વાત જેણે ભવિષ્યમાં શું કરવું એ નક્કી નથી કર્યું તેને મોઢે શોભતી નથી. ક્યાં જવું છે તે નક્કી ન હોય તેવો માણસ રીતસરની પાકી બાંધેલી સડક ઉપર જ ચાલવાનો આગ્રહ પકડે એના જેવી એ વાત થઈ!

(૮) આગળ ભણવાનો મારો વિરોધ નથી. પણ જીંદગીમાં જે કામ કરવું હોય તે નક્કી કર્યા વિના અને તેને પોષક હોય કે ન હોય તેનો વિચાર કર્યા વિના આગળ ભણવું એ હું બીન-ઉપયોગી માનું છું.

(૯) છતાં તમે જ્ઞાનની તૃષાથી જ પ્રેરાઓ છો કે બીજી લાગણીથી તેની કસોટીમાં મૂકાવા તમે તૈયાર હો તો કરજ કર્યા વિના તમારે દુઃખ વેઠીને ભણવું જોઇએ. અને ન છૂટકે જેટલા પૈસા જોઈએ જ તેટલા જ માગી ત્રાગીને મેળવવા રહે. તો પછી તમે શાન્તિનિકેતનના ગૃહમાં ન રહી શકો. તમારે પાસેના ગામડામાં

કોઈ ઝૂંપડામાં વાસ કરી હાથે રસોઇ પકાવી, પગે ચાલતા આવવા જવાનું રાખી, વિદ્યાધન કમાવું જોઇએ. તમારાથી બની શકે તેટલો બધોય શરીરના સુખ સગવડનો ભોગ આપવા તમે તૈયાર ન હો અને બીજા પોતાના ધનનો ભોગ આપી તમને મદદ કરે એવી આશા રાખતા હો તો તે ચાલુ પ્રથા પ્રમાણે યુક્ત હોય તો પણ ઇશ્વરની દૃષ્ટિએ અજુકતું છે એમ મને લાગે છે. જો કેવળ ભીખારી થઇને તમે વિદ્યાધન પ્રાપ્ત કરવા તૈયાર હો તો પછી બધી ચિંતા ઇશ્વરને ચરણે શા સારુ ન ધરી દ્યો? આ માટે તમે તૈયાર રહો તો તમે તમારો એ નિશ્ચય જાહેર કરી અજાણ્યા હોવાને કારણે એક સત્રનું ખર્ચ બહુ બહુ તો માગી શકો. અને સત્ર દરમિયાન તમારી વ્યવસ્થા તમે કરી હોય તો પછી તમને ગાડીભાડું ન ગણતાં માસિક પંદર વીસ રૂપિયા ખર્ચ ભાગ્યે જ આવે. ફી પણ માફી થાય જ. અને તેટલું ખર્ચ મળી રહે. ન મળે તો બન્યો તેટલો પુરુષાર્થ કર્યાના આત્મસંતોષના સાગરમાં ન બણ્યા ના અસંતોષનું રજકણ ક્યાંઇ એ તણાઇ જશે. પણ આવો નિર્ણય કરતા પહેલાં શાંતિનિકેતનના વૈભવી વિદ્યાર્થીઓની હાંસી સહન કરી પાંચ વર્ષ સુધી એ નિશ્ચયને ટકાવી રાખવાની ઉગ્ર વેદના જગવવી જોઇએ.

લિ૦.........ના

વં. મા.

**તા. ક.** આંખના ઉપચારને માટે કાળી માટી ભીંજવી, તેને એક પાટા ઉપર મૂકી, પાટો બાંધી દેવો. અને પછી તેના ઉપર ગરમ કપડું બાંધી દેવું, જેથી બહારની ગરમીની કે ઠંડીની અસર માટી ઉપર ન થાય. આ રીતે માટીના ઉપચાર કરવા.

બીડેલી આંખમાં પાણી ન ઉતરે તેટલું ધ્યાન રાખી માટીમાં જેટલું વધારેમાં વધારે પાણી સમાઈ શકે તેટલું પાણી માટીમાં રેડવું. ડોળા ઉપર વજન ન લાગે તેટલી વધારેમાં વધારે માટી મૂકવી. ગરમ કપડું એવડું કે ત્રેવડું રાખવું. માટી સુકાઈને કઠણ થઇ જાય તે પહેલાં કાઢી નાખવી. પરંતુ ઓછામાં ઓછી ત્રણ કલાક રાખવી જ.

જ્યારે આંખનો ખાસ કંઈ ઉપયોગ ન હોય ત્યારે આંખ બંધ રાખવી. આંખ બંધ રાખવાની તકોનો ઉપયોગ કરીએ તો ઘણો સમય આંખો બંધ રાખી શકાય. આંખો બંધ રાખવાનો ઉદ્દેશ આંખના જ્ઞાન તંતુઓને અને સ્નાયુઓને આરામ આપવાનો છે. ઘણા માણસો આંખો બંધ રાખે છે છતાં આંખને આરામ આપી શકતા નથી. તેનું કારણ એ છે કે આંખો બંધ રાખવા છતાં માનસિક દૃષ્ટિથી તેઓ ઘણું ઘણું જોયા કરે છે. આથી આંખને આરામ મળતો નથી. આંખો બંધ રાખવાની સાથે માનસિક દૃષ્ટિ પણ કોઈપણ કામમાં ( દૃશ્યમાં ) ઇરાદાપૂર્વક રોકવી જોઈએ નહિ. જો કોઈ સુંદર દૃશ્ય કે અનુભવ અથવા તો કોઈ આહ્લાદક સંભારણા આકાશમાં જેમ વાદળાં સરે છે તેમ આપણા કોઇપણ પ્રયત્ન વિના આપણી માનસિક દૃષ્ટિ સમક્ષ સરે તો આંખને ઘણો ફાયદો થાય. દુઃખદ પ્રસંગની યાદ આવે તો નુકસાન થાય. જે માણસ બંધ આંખે ખુલ્લી આંખથી જોવાય તેટલું જ કોઇપણ દૃશ્ય જોઈ શકે તેની આંખો એકદમ સરસ થઈ જાય. પણ આવું દૃશ્ય કોઈ સુખદપ્રસંગનું જ હોઈ શકે. એકાગ્રતા જાળવવાનો પ્રયત્ન કરવાથી આંખને નુકસાન થાય છે. માટે કોઈ એક જ દૃશ્ય ઉપર માનસિક દૃષ્ટિ નહિ ફેરવવી. આંખો બંધ હોય ત્યારે તેના ઉપર પોલી હથેલી ઢાંકીને પ્રકાશ તદ્દન બંધ કરવાથી આંખને ઘણો જ આરામ મળે છે અને સતત ત્રીસ મિનિટ સુધી આમ કર્યા પછી તમે આંખ ઉઘાડશો તો થોડા વખતને માટે તમારી દૃષ્ટિ

તદ્દન સરસ થઈ ગઇ હોય તેવો અનુભવ થશે. એમાં સાથે લાંબો સમય રાખીએ તેમ વધારે ફાયદો થાય છે.

જ્યારે આંખો બંધ રાખી શકાય તેમ ન હોય છતાં વાચન લેખન સીવણ કે એવા કામમાં જેમ નજર ફેરવવી પડે છે એમ નજરને ફેરવી રાખવાની જરૂર ન હોય તેવા પ્રસંગોએ આંખને સતત મટમટાવ્યા કરવી જોઇએ. નબળી પડેલી આંખને તંદુરસ્ત કરવા માટે આમ જાણી જોઇને કરવું પડે છે.

આંખ બંધ રાખવાના અને મટમટાવ્યા કરવાના પ્રસંગો સિવાય બહુ જ થોડો સમય આંખને સ્થિર કામમાં લેવાનો રહેશે. છતાં જેટલો વખત આંખને સ્થિર કામમાં રોકવાનું આવે તે વખત દરમિયાન આંખને અવારનવાર બીજી જગ્યાએ ફેરવવી.

આ બધી ટેવ પાડવાની બાબતો છે. એટલે એવી ટેવ પડી ગયા પછી જ ફળ મળ્યું કે નહિ તેનો વિચાર કરી શકાય. આટલા સામાન્ય ઉપચારો તમને લખ્યા છે તે તમે અજમાવી જોશો. જેને ચસ્મા આવી ગયા છે એની દૃષ્ટિ સુધારવાને માટે આ ઉપરાંત બીજા ઉપચારો છે પરંતુ તેની તમને જરૂર નથી.

અન્ન ખાતા માણસે નીચે પ્રમાણે ખોરાક લેવો જોઈએ.

ઘઉંના લોટની અંદર કોઈપણ આખા કઠોળનો લોટ ભેળવવો. માપ એક શેર ઘઉં અને વધારેમાં વધારે પા શેર કઠોળ. તેની રોટલી અથવા ભાખરી કરીને ખાવી. તેની સાથે દૂધ શેર ાાા અને પાકાં ટમેટાં, કોબી અથવા તો કોઈ પણ લીલાં પાંદડાંવાળું શાક. શાકની અંદર સહેજ મીઠું નાખવું. બની શકે તો કાચું જ ખાવું. જો બધું કાચું ન ખવાય તો અર્ધું બાફવું. શાક રાંધવાની અંદર શાકનું પાણી ઊકળી ન જાય માટે બહુ ધીમે તાપે બાફવું. ભોજન બપોરે બાર વાગ્યા પછી લેવાય તો સારું. બાર વાગ્યા

પહેલાં દૂધ કે કોઈપણ જાતનો ખોરાક લેવો નહિ. જરૂર પડે ત્યારે પાણી પીવું. એકવાર તો પાણી પીવું જ.

સાંજે સૂર્યાસ્ત પહેલાં માળો કરીને જેમ સકરકંદ વગેરે ખાઈએ છીએ તેમ બાફેલું કંદ અને બહુ પાકી ન ગયું હોય તેવું કોઈપણ ફળ તથા ૦ાાા શેર દૂધ લેવું. ઘી દરરોજ બે ભાર ઓછામાં ઓછું લેવું જોઈએ. પણ ઘીને બદલે દરરોજ તાજું માખણ મળે તો તે લેવું વધારે સારું.

બે વખતના ભોજન સિવાય વચ્ચે કાંઈ પણ ખાવાની જરૂર નથી. અને જો ખાવું જ પડે તો ભોજન સાથે જ લેવું. દિવસમાં ઓછામાં ઓછું ત્રણ શેર પાણી પીવું. અને અઠવાડિયામાં કોઈવાર શરીરે તેલ સારી રીતે માલીશ કરી તડકો આકરો થાય તે પહેલાં સૂર્યસ્નાન કરવું. તેલ વિના તો દરરોજ થોડો સમય સૂર્યસ્નાન કરવું.

ઘઉંની સાથે કઠોળનો લોટ ભેળવવાથી બરાબર સ્વાદ ન લાગે તો કઠોળને ૨૪ કલાક પાણીમાં પલાળી ઘરમાં જમીન ઉપર સૂકવી તેના ઉપર ભીનું કપડું ત્રેવડું કરી ઢાંકી રાખવું. કપડું સુકાઈ જાય તો ફરી ભીંજાય તેટલું પાણી છાંટી તેને કાયમ ભીનું રાખવું. આ રીતે કાંટા ફૂટેલું કઠોળ થોડા મોણ સાથે રોટલી અથવા ભાખરીની સાથે ખાઈ શકાય.

પંચગની
શ્રાવણ ૮૯

## પ્રશ્નો

૧ જેલમાં-ગીતા રામાયણ વાંચતાં અને કામ કરતાં તુરીય અવસ્થામાં જાણે પ્રવેશ કર્યો હોય તેવું લાગે છે. તેવું બહાર કેમ નથી લાગતું? કઈ રીતે લાગે? લાગે કે નહિ?

૨ આંતરિક સ્થિરતા—ચિત્તની શાંત પ્રસન્નતા જળવાઈ રહે અને મન તથા શરીર, વીજળીની ઝડપે કાર્યરત રહે તેવું જીવન બનાવવાની ચાવી કઈ?

એનો રાજમાર્ગ જોઇએ, છીંડાં નહિ ચાલે.

જેલ જતા સાથીએ પૂછેલા ઉપરોક્ત પ્રશ્નોના ઉત્તરમાં લખેલ પત્ર.

### ભાઈશ્રી,

તમારા સવાલો વાંચીને પહેલાં તો એવો વિચાર આવ્યો કે એક વાકયમાં જવાબ લખી નાખું કે આંધળો આંધળાને શું દોરે? છતાં અનુભવી ન હોય એવા પણ વેદવાદરતા આ જમાનામાં જ્ઞાન ચર્ચા કરે છે તો તે માંહેનો જ એક હાઇને અનુભવ નહિ તો સમજણ, જેવી મને હોય તેવી મારે તમને જણાવવી જોઈએ એમ લાગ્યું.

પ્રશ્ન બે અને એક નીચે નોંધ. બીજો પ્રશ્ન પહેલામાંથી જ ફલિત થાય છે એમ મને લાગે છે. નીચે હું જે જવાબ લખું છું

તે બે બાબતો ઉપર અવલંબતો હોવાથી હું જે લખવા માગું છું તે પુરેપુરું સમજવા માટે તમારે તે બંનેથી પહેલાં વાકેફ થવું જોઈશે. તેમાં પહેલી ટોલસ્ટોયની ૨૩ વાર્તાઓમાં ઈલિયાસ નામની ટૂંકી વાર્તા છે તે અને બીજી મીરાંનું 'મને ચાકર રાખોજી' નું ભજન. વાર્તા તો તમે વાંચી લેશો અને ભજનમાં માત્ર ત્રણ કડી સમજવી બસ છે. પહેલું તો તેમાં ટેકની લીંટી ફરી ફરી રટાય છે તેનું મહત્વ શું છે? બીજું ચાકર રાખવાની સાથે બાગ બનાવવાને, વચમાં વચમાં બારી રાખવાને, કુસુંબી સાડીને, શો સંબંધ છે તે વિચારી જોશો. મારી સમજ મુજબ આટલું તમારી શંકાઓના સમાધાન માટે બસ છે.

હવે જવાબ. પહેલાં તો તુરીય શબ્દ અનુચિત લાગે છે. માત્ર સુખી શબ્દ બસ થઈ પડે. વળી નોંધનો ભાવાર્થ હું એટલો જ સમજું છું કે સહેલો રસ્તો જોઈએ. મુશ્કેલ નહિ. શબ્દાર્થમાં ઉતરું તો તો છીંડાથી ઝટ પહોંચાય. ધોરી રસ્તાથી નહિ. પણ તેવો તમારો આશય હોય એમ હું સમજતો નથી. એટલે એ નોંધ હું જેવી સમજ્યો છું તેનો જવાબ પહેલાં લખી નાખું.

શાસ્ત્રોમાં ખાંડાની ધાર જેવો રસ્તો કહ્યો છે એટલે શું? મુશ્કેલ? પણ મને બીજો વિચાર આવે છે. મને લાગે છે કે રસ્તો જ નથી. કરોળીઓ જેમ ટીંગાતી લાળને આધારે નીચે ઉતરે છે અને પાછો તે જ લાળ ગળતો જાય છે અને ઊંચો ચઢતો જાય છે ને છેવટે તે મુકામે પહોંચે છે ત્યારે લાળ બધી ગળી ગયો હોય છે. આવી આવી એકાંગી ઉપમા મને એ રસ્તાને આપવાનું મન થાય છે. જ્ઞાનીઓ જેમ જેમ જ્ઞાનને પ્રાપ્ત કરતા જાય છે તેમ તેમ પાછલો રસ્તો ભુંસાતો જાય છે. અને મોક્ષને પામ્યા પછી એટલે દેહાંત થયા પછી, તે તદ્દન ભુંસાઈ જાય છે. જોનારા કહે છે કે આમ આમ જ્ઞાની ઊંચે ચડ્યો અને કદાચ જ્ઞાની પણ કહે કે હું આમ

આમ ચડયો—ચડું છું. પણ તેનો લાળ જેવો રસ્તો બીજાને આદર્શ પુરો પાડવા ઉપરાંત કાંઈ કામમાં આવતો નથી. એટલે હું તેને કરોળીઆની લાળ સાથે સરખાવું છે. અને તેથી મને લાગે છે કે એકનો કરેલો રસ્તો બીજાને કાંઈ કામ આવતો નથી. માત્ર આદર્શ પુરો પાડે છે. બાકી તો દરેકે પોત પોતાનો રસ્તો નવેસરથી પોતામાંથી જ કાઢવો જોઈએ અને ઊંચે ચઢવું જોઈએ. એટલે તમારી નોંધનો જવાબ મારા મનથી તો એ જ છે કે ધોરી રસ્તો તો શું પણ કોઈ રસ્તો જ નથી. સૌને પોત પોતાની મેળે નવેસરથી રસ્તો બનાવવો પડશે અને જેમ જેમ રસ્તો બનાવાતો જશે તેમ તેમ આગળ જવાતું જશે.

આ બાબતમાં એક વાત સૂઝે છે. જો કોઇ જંતુ કરોળીઆને ચોંટી જાય તો જેમ રસ્તો બનાવ્યા વિના ઉપર જઇ શકે તેમ સત્સંગથી થઇ જાય. પણ એતો ભાગ્યવશાત્ બને. અને બની આવે ત્યારે પણ પવનના ઝપાટામાં કરોળીઓ પોતાની લાળે જે ઝોલાં લે તેમાં ચોંટી રહેવું મુસ્કેલ અને તે પડે ત્યારે પડવું પણ પડે. અને પડયા પછી શી દશા! એટલે એવી બધી મુશાબતો છે.

હવે તમારા બે પ્રશ્નોમાંથી પહેલો.

ઈલિયાસના પૂર્વ જીવનને આપણા બહારના જીવન સાથે અને ચાકરીની ઉત્તર અવસ્થાને આપણા જેલના જીવન સાથે હું સરખાવું છું. તેની જે દશા છે તે, તે કહે છે તે પ્રમાણે સુખની દશા છે. જેલ જીવનની તમે લખો છો તે દશાને હું એવી જ સમજું છું. જેલમાં જે જીવન અનુભવ થાય છે તે પણ જે કારણે ઈલિયાસ સુખ અનુભવે છે તે કારણે થાય છે એમ હું સમજું છું. ઈલિયાસની ચાકરીની દશામાં પોતાની પૂર્વ જીવનની જેટલી જ સંપત્તિમાં તે ફરે છે. પણ મારાપણું—માલિકીપણું નથી, માત્ર ફરજ બજાવ્યે જવાની જ કાળજી રહે છે. તેથી તે દુઃખી નથી. ઈલિયાસની આ છેવટના સુખની દશાનો અને એના સુખી જીવનક્રમનો આપણે

કાલ્પનિક અનુભવ કરીએ તો જેલ જીવનના અનુભવ સાથે સરખાવવામાં અને તે અનુભવનું મહત્ત્વ સમજવામાં ભારે મદદ થાય.

ટોલ્સ્ટોયની આ વાર્તા સુંદર છે. છતાં તેનો પડછાયો એટલો સુંદર નથી. તેનાં બે કારણ છે. પહેલું એ સુખી જીવન બાહ્ય પરિસ્થિતિ ઉપર અવલંબે છે, એવું આપણે પાછળ ડોકીઉં કરવાથી જોઇ શકીએ છીએ. બીજું એ ચાકરીના સુખી જીવનનો અનુભવ લેવા માટે બીજાએ શેઠાઇનું દુઃખી જીવન ગાળવું, ફલિત થાય એ ભુંડું લાગે છે. જો કે ટોલસ્ટોયના ઉદ્દેશ પુરતી તે વાર્તા સુંદર છે, પણ આપણને જ્યાં ત્યાં નજર નાખવાની ટેવ પડી એટલે આપણે પછવાડે ગરીને તેનો પડછાયો પણ જોયો. અને ત્યારે તેમાં આપણને ઉપર કહ્યા તે બે દોષો પણ લાગ્યા. જો મીઠા લાગતા જેલ જીવપાછળ પણ ડોકીઉં કરીએ તો તેના તે જ બંને દોષો એ મીઠા જીવનની પાછળ પણ આપણે જોઈ શકીએ. (૧) બાહ્ય પરિસ્થિતિ ઉપર આધાર. (૩) બીજાની દુઃખી સ્થિતિ ઉપર આપણી સુખી સ્થિતિનું અવલંબન. આવા બે દોષની પીઠ ઉપર એ સુખી જીવન ઊભું હોવા છતાં તે સુખી લાગે છે તેનું કારણ "વિષયાઃ નિવર્તન્તે નીરાહારસ્ય દેહિનઃ" એ છે. મમત્વ, આસક્તિ, ફલાશા, અને પરિગ્રહની બાબતમાં સંજોગો જ આપણને ઉપવાસી રાખે છે અને એ કારણે ડોળ દૂર થયા પછી મન નૈસર્ગિક સાત્વિકતા કેવી હોય છે તેનો અનુભવ સહેલાઈથી કરી શકે છે. જેમ બધા ચાકરો ઈલિયાસ જેવા સુખી નથી હોતા, તેમ બધા કેદીઓ આપણા જેવા સુખી નથી હોતા. એટલે બાહ્ય પરિસ્થિતિનો લાભ ઉઠાવી સુખી જ થવા જેટલી ઈલિયાસની લાયકાત આપણે કબુલ કરવી પડે અને છતાં આપણે કહી શકીએ કે તે સુખ મર્યાદિત સંજોગો ઉપર આધાર રાખતું અને બીજાની દુઃખી દશાનું સાપેક્ષિક હોવાથી ખરું નથી. તેવું જ આપણા જેલના સુખ વિષે હું સમજું છું.

છતાં ઈલિયાસ અને આપણી તે દશા ખરા સુખી જીવનના આવશ્યક પૂર્વાર્ધ છે. ઈલિયાસના જેવું સુંદર ચાકરજીવન અનુભવવું એ જેવી તેવી વાત નથી. એ મીઠાશ અનુભવી હશે તેજ ખરા સુખી જીવનના ઉત્તરાર્ધને સમજી શકશે. તે ઉતરાર્ધ મીરાંના મને 'ચાકર રાખોજી' એ ભજનમાંથી આપણે કલ્પી શકીએ છીએ.

હવે બીજો પ્રશ્ન—ઉપર કહ્યું તે સુખ કાયમ કેમ રહી શકે? એ પ્રશ્નના અંતમાં જ બીજો પ્રશ્ન સમાઈ જાય છે. પ્રવૃત્તિમાં રત રહેવાના ગુણને કાંઈ કેળવવો પડતો નથી. મનની શાંતિ સ્થાપિત થાય એટલે એ તો આપોઆપ થઈ જાય. વળી એ બાબત ઉપરનો અત્યારનો આપણો આગ્રહ કાળધર્મ કે યુગધર્મને લીધે ફેલાયો કેમ ન હોય? એ પણ વિચારવાનું, અને પ્રકૃતિનો સ્વભાવ પણ તેમાં કામ કરવાનો. એટલે અવિરત પ્રવૃત્તિના ગુણને ગૌણ અને સાપેક્ષિક ગણી, મનની શાંત પ્રસન્ન અવિરત સ્થિરતાને જ હું મુખ્ય સાધ્ય ગણું.

બીજા સવાલના મુદ્દા ઉપર આવ્યા પહેલાં મીરાંના ભજનના શરૂઆતમાં મેં કહેલા શબ્દોના ભાવાર્થ તમે વિચાર્યા હશે. તે મારી રીતે હું સ્પષ્ટ કરૂં. શબ્દાર્થ કરતાં જે ભાવનાથી તે શબ્દો લખાયા હશે તે ભાવના કલ્પીને તેમાંથી નીકળતો સૂચિત અર્થ જ હું લઉં છું. તે ખોટો હોય પણ મારે માટે ઉપયોગી થઈ પડે છે.

ચાકર રાખો—ઈલિયાસના જેવી ચાકરીની વૃત્તિવાળો બનાવો.

લાલા—શેઠ

બાગ બનાવું—બીજાઓને પ્રસન્નતા, સુખ, અને ફળ મળે તેવાં સત્કાર્ય કરું.

વૃંદાવતની કુંજ ગલીમાં—ધબકતી નસેનસમાં

ગોવિંદ—ઇંદ્રિયોને કાબુમાં લીધી છે તેવા પ્રભુ.

લીલા—આસક્તિ વિના - લેપાયા વિના કરેલા ખેલ.

ઊંચા ઊંચા મહેલ બતાવું—મોટી મોટી યોજનાઓને મૂર્ત સ્વરૂપે ખડી કરું.

વચમાં વચમાં બારી રાખું—તે યોજનાઓને અમલમાં મુકવામાં પ્રભુદર્શન કરવાની સગવડ ઠેકાણે ઠેકાણે રાખું.

કસુંબી સાડી પહેરીને—સૌભાગ્યવતી છું, એવા ભાનવાળી પ્રસન્નતાથી મારો ધણી ઈશ્વર—ની હું પ્રિયા છું, તેની દાસી છું અને તેની સેવામાં મારી કૃતકૃત્યતા છે તેના ભાનથી પ્રસન્નતા પૂર્વક.

હવે બીજા મુખ્ય પ્રશ્ન ઉપર આવીએ. ઇલિયાસને કહ્યું હોય કે તેને ફરીને શેઠ બનાવીએ તો તે સ્વીકારત કે? નહિ. કારણ કે તે જાણે છે કે ચાકરીમાં જ મગ્ન છે અને ઉપરાંત શેઠાઈ કરવા જતાં પતન થશે એવો તેને ભય છે. એ ભય કેમ છે? કેમકે સંજોગોની વાડજ તેની સાત્વિકતાને ટકાવી રહી છે. તેની સાત્વિકતાનો ટેકો બાહ્ય અને સ્થૂલ પરિસ્થિતિમાં છે, એટલે તે અનિત્ય છે. એ આપણે પણ જેલમાંથી બહાર આવ્યા પછી અનુભવી શકીએ છીએ.

જે કક્ષાએ ઇલિયાસની ઉન્નતિ આવી પહોંચી છે બરાબર તેની તુરતની ઉપરની કક્ષાએ જ મારાંનું ભજન શરૂ થાય છે. મીરાં કહે છે કે હું જીવન જીવું છું ત્યાં ક્ષણે ક્ષણે જાણે હું જ બધું કરું છું એવો ભાવ થઈ જાય છે. જાણે બધી મારી જ જવાબદારી છે. હું જ કાર્ય - કારણ છું. હું જ બધાં સાધન એકઠાં કરનાર - ઉપયોગ કરનાર છું. અને હું જ કાર્યનું પરિણામ લાવું છું. આવું ઇલિયાસ જેને શેઠાઈનું પાપ કહે છે તે વારે વારે મારામાં પેદા થાય છે તો હે પ્રભુ! તમે જ શેઠ બની, મને તમારામાં ઈલિયાસના જેવી ચાકરીની વૃત્તિ આપો કે જેથી ગિરધારી શેઠના સુયોગ્ય નોકર તરીકે હું સતત્ જીવ્યા કરું. એ મારી ક્ષણે ક્ષણે પ્રાર્થના છે. તેથી હું ફરી ફરીને કડીએ કડીએ તે રટું છું.

પણ મીરાની કક્ષા ધ્રાન્નયાસના કરતાં ઊંચી છે. તેથી તેને સંજોગોની વાડની અંદરની સાત્ત્વિકતામાં કંઈ રસ નથી. એ તેને મન ક્ષુદ્ર વસ્તુ છે. તેથી તે ભૌતિક પ્રવૃત્તિ કે સંપત્તિનો નિષેધ નથી ઈચ્છતી. ઊલટું મોટા મોટા મહેલ બનાવવા, અને બાગ બનાવવાની તેની ઉમેદ છે. અને એ બધું ચાકર તરીકે કરી શકે તેવી તેની ઝંખના છે. એટલે તમારો બીજો પ્રશ્ન આબેહુબ રીતે મીરાંએ પોતાની ભક્તિભીની વ્યાકુળતામાં આ ભજનમાં સ્પષ્ટ કર્યો છે. મીરાંનો પણ એજ પ્રશ્ન છે કે જેલમાં જે સ્થિતિ અનુભવાય છે તે બહારપણ સતત્ અનુભવાય તેવું કરો.

પણ આ ભજનમાં એ પ્રશ્ન છે તેની સાથે સાથે જવાબ છે. મીરાં જેમ લીંટીએ લીંટીએ આરડે છે કે 'મને ચાકર રાખોજી' 'ગિરધારી લાલા મને ચાકર રાખોજી' તેમ વાક્યે વાક્યે અને ડગલે ડગલે, ધ્રાન્નિયસના જેવી ચાકરીની ભાવના, ઈશ્વર પ્રત્યે ટળવળી ટળવળીને માગતો રહેનાર, ચાકરીનું સુખ કાયમને માટે અનુભવી શકે. તે મેળવવાનો કોઈ રાજમાર્ગ નથી. કાંકરે કાંકરે એ સડક બાંધવાની છે. જેમ પાણીમાં નાખવાની એવી કોઈ દવા નથી કે એ ટીપાં નાખ્યાં કે તે પાણીની વરાળ બની જાય. પણ ખૂબ ઉકળ્યા પછી જ તેનું વરાળ સ્વરૂપ બને છે તેમ જ, પાણી જેવા પ્રવાહી મનને સૂક્ષ્મ સ્વરૂપ લેતા પહેલાં ખૂબ ઉકળાટ અનુભવવો પડે તેમાં શી નવાઈ? તેનો કોઈ રસ્તો નથી. ખરા દિલની સતત્ પ્રાર્થના કે 'મને ચાકર રાખોજી'

લિ૦.........ના

વં. મા.

**તા. ક.** આખી ગીતા કહીને ૧૮મા અધ્યાયના ૬૩ મા શ્લોકે ભગવાને પૂર્ણાહુતિ કરી દીધી છતાં તેમનાથી રહેવાયું નહિ અને લાંબા ભાષણને અંતે મુખ્ય મુદ્દો જેમ છેવટે કહેવો પડે છે તેમ છેવટે ટૂંકમાં આખી ગીતાનો સાર શું એ ભગવાન પોતે જ ૬૪મા શ્લોકથી કહેવાનું શરૂ કરે છે. ૬૪–૬૫–૬૬ શ્લોક જોશો તો તેમાં પણ મીરાંની વાત જ બીજા શબ્દોમાં છે.

# ઈલિયાસ

ઊફા રિયાસતમાં ઈલિયાસ નામે.........એક રહેતો હતો. તેનો પિતા તેને પરણાવીને વરસ દહાડામાં ગુજરી ગયો. પાછળ કંઈ ખાસ મૂડી મૂકતો ન ગયો. ઈલિયાસ પાસે એ વખતે સાત ઘોડી, બે ગાયો, ને થોડાં ઘેટાં એટલી જ મિલકત હતી. પણ તેને વ્યવસ્થા કરતાં સારી આવડતી હતી. એટલે થોડા જ વખતમાં એ વધુ માલ સંભાળવા લાગ્યો. એ અને એની બૈરી બન્ને સવારથી રાત સુધી મહેનત કરતાં. સૌથી વહેલાં ઊઠતાં અને સૌથી મોડાં સૂતાં. એટલે વરસે વરસે એની મિલકતમાં વધારો થવા લાગ્યો. આવું જીવન ગુજારતાં ગુજારતાં ઇલિયાસે ધીરે ધીરે પુષ્કળ દ્રવ્ય જમા કર્યું. પાંત્રીસ વરસ પછી એની પાસે ૨૦૦ ઘોડાં, ૧૫૦ ઢોર ને ૧૨૦૦ ઘેટાં થયાં. પગારદાર મજૂરો તેનાં ઢોર તથા ઘેટાંને ચરાવતા ને પગારદાર બાઈઓ તેની ઘોડી તથા ગાયો દોહી તેના દૂધમાંથી કૂમિસ,* માખણ ને પનીર બનાવતી. ઈલિયાસને ત્યાં એકે એક વાતની છત હતી. એ મુલકમાં એક એક જણ એની અદેખાઈ કરતો. સૌ એને માટે કહેતાં કે 'ઈલિયાસ તો ભાગ્યશાળી માણસ છે. એને ત્યાં એકે એક વાતની છત છે. આ સંસાર એને સુખધામ જેવો લાગતો હશે.'

ઇલિયાસની વાત સાંભળીને મોટા મોટા હોદ્દેદાર માણસો એની પિછાન કરવા પ્રયત્ન કરતા. દૂર દૂરથી એને મળવા મહેમાનો આવતા. અને સૌને એ આવકાર આપી સરસ ખાનપાનથી તેમનો

---

* ઘોડીના આથેલા દૂધમાંથી બનાવેલું એક જાતનું તેલ

સત્કાર કરતો. એને ત્યાં ગમે તે આવે પણ કુમિસ, ચા, શરબત, અને માંસ તેને માટે હાજર થતું. જ્યારે જ્યારે મહેમાનો આવે ત્યારે ત્યારે એક ને કોઈ વાર તો વળી બે ઘેટાં હલાલ કરવામાં આવતાં ને ઘણા મહેમાનો આવ્યા હોય તો તો વળી તેમને સારું એ ઘોડી પણ હલાલ કરતો.

ઈલિયાસને બે દિકરા અને એક દિકરી એમ ત્રણ સંતાન હતાં. અને એ ત્રણેને એણે પરણાવી દીધાં હતાં. એ ગરીબ હતો ત્યારે એના દિકરા, એની દિકરી, સૌ સાથે કામ કરતાં. અને ઢોર તથા ઘેટાં ઉપર જાતે દેખરેખ રાખતાં. પણ એ તવંગર બન્યો એટલે એ વંઠી ગયો અને એક દિકરો તો દારૂની લતે ચડી ગયો. મોટો એક મારામારી થઈ તેમાં મરણ પામ્યો. ને નાનો મનમોજી બૈરીને પરણ્યો હતો એટલે પિતાની આજ્ઞા તે માનતો નહિ; આથી એ લોકો લાંબો વખત ભેગાં રહી શક્યાં નહિ.

એટલે તેઓ નોખાં થયાં. ને ઈલિયાસે પોતાના દિકરાને એક ઘર અને કેટલાંક ઢોર આપ્યાં. તેથી એની મિલકતમાં એટલો ઘટાડો થયો. તે પછી થોડા જ સમયમાં ઈલિયાસનાં ઘેટામાં રોગચાળો ચાલ્યો. એટલે એનાં ઘણા ઘેટાં તેમાં મરણ પામ્યાં. પછી દુકાળનું વરસ આવ્યું. એટલે ઘાસ થયું નહિ. તેથી ઘણાં ઢોર એ શિયાળામાં મરી ગયાં. પછી તેનાં સારામાં સારાં ઘોડાનો એક જથ્થો આડા-ડિયા ઉઠાવી ગયા. અને એ રીતે ઈલિયાસનો માલ ઓછો થઈ ગયો. એક બાજુથી એનો માલ આમ ઘટતો ગયો તો બીજી બાજુથી એની કાયાનું કૌવત પણ ઓછું થતું ગયું. એ સિત્તેર વરસનો થયો ત્યાં એવી સ્થિતિ આવી કે એણે ધાબળા, જાજમો, પલાણો, ને તંબૂઓ વેચવા માંડયાં. છેવટે પોતાનાં બાકીનાં ઢોર પણ એને કાઢી નાંખવાં પડયાં. અને ભૂખમરો એના મોં સામે આવીને ઊભો. આ બધું કેમ બન્યું એની એને સૂઝ પડે તે પહેલાં

બૈરીને નોકરી ખોળવા નીકળવું પડ્યું. ઈલિયાસ પાસે આખરે અંગ પર પહેરેલાં કપડાં, રૂંવાટીનો એક ડગલો, એક પ્યાલો, ઘરમાં પહેરવાનાં પગરખાં તથા મોટા જોડા અને એની જેટલી જ વયોવૃદ્ધ એની સ્ત્રી શામ-શેમાગી એ સિવાય બીજું કંઈ ન રહ્યું. એનાથી નોખો થયેલો છોકરો દૂર દેશાવર ગયો હતો. અને એની દિકરી ગુજરી ગઈ હતી. એટલે આ વૃદ્ધ દંપતીને મદદ કરે તેવું કોઈ રહ્યું ન હતું.

આથી એમના પાડોશી મહમ્મદશાહને એમના ઉપર દયા આવી. મહમ્મદશાહ ગરીબ પણ નહોતો અને તાલેવાન પણ નહોતો. પણ સુખચેનમાં દહાડા ગાળતો અને સ્વભાવે તે ભલો હતો. ઈલિયાસનો અતિથિસત્કાર તેને યાદ આવતો. એટલે એની દયા ખાઈને તેણે કહ્યું. 'ઈલિયાસ, તમે ને મારાં દાદીમા આવીને મારી જોડે રહો. ઉનાળામાં તમારાથી થાય તે કામ મારા તરબૂચના વાડામાં કરજો ને શિયાળામાં મારાં ઢોર ચરાવજો. ને શામ-શેમાગી મારી ઘોડી દોહીને તેના દૂધમાંથી કુમિસ બનાવશે. હું તમને બન્નેને કપડાં લત્તાં અને ખાધાખોરાકી આપીશ. તમારે કંઈએ જોઈએ તો મને કહેવું એટલે તમને તે મળી રહેશે.

ઈલિયાસે પોતાના પાડોશીનો પાડ માન્યો. અને એણે તથા એની બૈરીએ મહમ્મદ શાહને ત્યાં મજૂર તરીકે નોકરી કરવા માંડી. શરૂઆતમાં તો આ સ્થિતિ તેમને વસમી લાગી. પણ પછી તે ટેવાઈ ગયાં અને પોતાના ગજા પ્રમાણે કામ કરતાં જીવન ગાળવા લાગ્યાં.

આવા માણસને રાખવામાં મહમ્મદશાહને તો લાભ જ જણાયો. કેમકે એક દહાડો તેઓ પોતે માલિક હતાં એટલે બધી વ્યવસ્થા કેમ કરવી તેની એમને ખબર હતી. વળી બન્ને જણ

ઍટાહુ ન હતાં પણ અને તે બધું કામ કર્યા કરતાં. છતાં આવી સારી સ્થિતિમાં રહેલાં માણસોને છેક હીણી હાલતમાં આવી ગએલાં જોઈ મહમ્મદશાહને દુઃખ થતું.

એકવાર એવું બન્યું કે મહમ્મદશાહનાં કેટલાંક સગાં બહુ દૂર દૂરથી તેને મળવા આવ્યાં. તેમની સાથે એક મુલ્લાં પણ હતો. એટલે એક ઘેટું લઈને હલાલ કરવાનું મહમ્મદશાહે ઈલિયાસને કહ્યું. ઈલિયાસે ઘેટાનું ચામડું ઊતરડી તેને બાફ્યું ને પછી મિજબાનોને ખાવા માટે મોકલી આપ્યું. મિજબાનો એ ગોસ્ત ઉડાવી ગયા. પછી તેમણે થોડી ચા પીધી. અને પછી કુમિસ પીવા લાગ્યા. પીતાં પીતાં વાતો કરતા હતા તેવામાં પોતાનું કામ પૂરું થતાં ઇલિયાસ ઉઘાડા બારણા પાસેથી પસાર થયો. એને પસાર થતો દેખી મહે-માનોમાંના એકને મહમ્મદશાહે કહ્યું.

'હમણા અહિ'થી ગયો એ ડોસાને તમે જોયો?

'હા, મિજમાને કહ્યું, 'કેમ, એમનામાં કંઈ નવાઈ જેવું છે?'

'એટલું જ કે એકવાર અમારા સૌમાં એ સૌથી વધારે પૈસાદાર માણસ હતો. એનું નામ ઇલિયાસ. તમે એનું નામ તો સાંભળ્યું હશે જ.

'અલબત્ત મેં એનું નામ સાંભળ્યું છે' મિજમાને કહ્યું, 'મેં એને કદી જોયેલો નહિ પણ એની નામના તો દૂર દૂર સુધી પસરી છે.'

'હા, ને હવે એની પાસે ફુટી બદામ પણ રહી નથી, મહમ્મદશાહે કહ્યું, 'એટલે અહિ આપણે ત્યાં કામ કરવા રહ્યો છે ને એની બુઝર્ગ ઓરત પણ અહિ જ છે. તે ઘોડીને દોહવાનું કામ કરે છે.'

આ સાંભળી મિજમાનને આશ્ચર્ય થયું. તેણે જીભથી ડચકારો બોલાવ્યો ને માથું ધુણાવી કહ્યું 'નશીબ તો પૈડાની જેમ ગોળ ગોળ ફર્યા કરે છે. એક ને ઉંચે ચડાવે તો બીજાને તે નીચે લાવે છે. આ બધું ગુમાવી બેઠો એનો એ ડોસાને ખેદ નથી થતો?'

'કેમ કહી શકાય! એ રહે છે તો શાંતિથી ને નિરાંતે. સ્વસ્થ રીતે, અને કામ પણ બરાબર કરે છે.'

'હું એમની સાથે વાત કરી જોઉં?' મિજમાને પૂછ્યું 'મારે એના જીવનની વાત પૂછી જોવી છે' 'શું કામ નહિ?' મહમ્મદશાહે કહ્યું. અને એ સૌ કિબિટ્કામાં બેઠાં હતાં ત્યાંથી બૂમ પાડીઃ 'બાબા, અંદર આવીને કુમિસનો એક જામ લ્યો, અને મારાં દાદીને પણ સાથે લેતા આવો.'

ઇલિયાસ પોતાની સ્ત્રી સાથે અંદર આવ્યો. પોતાના શેઠ તથા તેના મિજમાનો સાથે સામ સામો સલામવિધિ પૂરો થયા પછી બંદગીનો કલમો પઢી એ બારણા આગળ બેઠો. એની સ્ત્રી બાજુમાં ચક નાખ્યો હતો તેની પાછળ પોતાની શેઠાણી પાસે જઈને બેઠી.

ઇલિયાસને કુમિસનો એક જામ આપ્યો. મિજમાનો તથા પોતાના માલીકનું આરોગ્ય ઇચ્છી, નમન કરી, એણે થોડુંક કુમિસ પીધું, પછી જામ નીચે મૂકી દીધો.

'કાં બાવા' 'એની સાથે વાત કરવા માગતા પેલા મિજમાને કહ્યું, 'મને લાગે છે, અમને દેખીને તમને ખેદ થતો હશે. આ બધું જોઈને તમને તમારી આગલી સાહેબી યાદ આવતી હશે. તથા તેની સાથે અત્યારની ખેદજનક હાલતનું ભાન થતું હશે.'

---

* છુટી પાડી શકાય એવી ચીપોનું બનાવેલું લાકડાનું ઘર. એવા ઘર પર બનાતનું કાપડ ઢાંકેલું હોય છે.

ઇલિયાસે મોં મરકાવીને કહ્યું:

'સુખ શું ને દુઃખ શું એવી જો હું તમારી આગળ વાત કરૂં તો તમે મારી વાત માનો પણ નહિ. એટલે મારા કરતાં આ તમારાં દાદી બેઠાં છે તેમને જ પૂછી જુઓ. એ ઓરત જાત છે. એટલે એને તો જેવું હૈયું હશે તેવું જ હોઠે હોય છે. તેથી બધી એ સાચી વાત તમને એ કરશે.'

મિજમાને ચક ભણી મોં ફેરવ્યું:

'કાં અમ્મા,' તે બોલ્યો 'તમારા આગલા સુખની સરખા-મણીમાં તમારી અત્યારની કમનશીબ હાલત તમને કેવીક સાલે છે?'

એટલે શામ-શેમાગીએ પડદા પાછળથી જવાબ આપ્યો; 'એ બાબતમાં મને જે લાગે છે તે તો આ છે: મારા ખાવિંદ ને હું પચાસ વરસ સુધી સુખની શોધમાં ભટકયાં, પણ અમને કયાંયે સુખ મળ્યું નહિ. અને આ છેલ્લાં બે વરસથી જ અમારી બધી દોલત ખુટી ગઇ ને અમે મજૂરી કરવા લાગ્યાં ત્યારથી જ અમને સાચું સુખ મળવા માંડયું છે. એટલે અમે અમારી અત્યારની સ્થિતિ કરતાં વધુ સારૂં કશું ઇચ્છતાં નથી.'

આ સાંભળી મિજમાનોને તેમ શેઠને આશ્ચર્ય થયું. શેઠે તો ઉઠીને ડોશીમાનું મોં જોવા ચક પણ ખસેડી નાંખ્યો. તો એ પોતાના હાથની અદબ વાળીને તથા પોતાના પતિ પર નજર રાખીને સ્મિત કરતી બેઠી હતી. તેનું સ્મિત દેખીને ડોસાએ પણ તેના તરફ આછું સ્મિત કર્યું. પછી ડોશીમા આગળ બોલવા લાગ્યાં: 'હું કંઇ મશ્કરી નથી કરતી હો; પણ આ તમને ખરેખરી વાત કહું છું. અર્ધી સદી સુધી અમે સુખને માટે ફાંફાં માર્યાં પણ તવંગર હતાં ત્યાં સુધી અમને કદિ સુખ સાંપડયું જ નહિ. હવે અમારી પાસે કોડી સરખી રહી નથી, ને મજૂરની પેઠે નોકર રહ્યાં

છીએ, ત્યારથી અમને એટલું બધું સુખ મળવા માંડયું છે કે હવે અમને કોઈ વાતની કમીના લાગતી નથી'.

'પણ તમને સુખ શામાંથી મળે છે?' મિજમાને પૂછયું 'કેમ વળી! જુઓ, આમાંથી મળે છે' તેણે જવાબ આપ્યો, 'અમારી કને દોલત હતી ત્યારે મને અને મારા ખાવિંદને એટલી બધી જંજાળ રહેતી કે એક બીજા સાથે ઘડીવાર વાતો કરવાનો પણ અમને વખત મળતો નહિ. તેમ અમારા આત્માના કલ્યાણનો વિચાર કરવાની કે ખુદાની બંદગી કરવાની પણ ફુરસદ મળતી નહિ. ઘડીકમાં અમારે ત્યાં મહેમાન આવતા એટલે કયાંક તેઓ અમારૂં ઘસાતું બોલશે એવી બીકે તેમને શું ખવરાવવું પીવરાવવું તથા શી બક્ષિસ આપવી તેનો વિચાર અમારે કરવો પડતો. એ લોકો જતા એટલે વળી પાછી અમારા નોકરો પર દેખરેખ રાખવી પડતી. કેમકે તેઓ સારામાં સારો ખોરાક ખાઈને હંમેશાં કામમાં દિલ દગડાઈ કરતા. ત્યારે અમારી દાનત એ લોકો પાસેથી બને તેટલું વધુમાં વધુ કામ મેળવવાની હતી. એ રીતે અમે પાપમાં પડતાં. વળી અમારા કોઈ વછેરા કે વાછરડાને વરૂ કયાંક ફાડી ખાશે અથવા ચોર કયાંક અમારાં ઘોડાં ચોરી જશે એવી દહેશત અમને સદાય લાગ્યા કરતી. ઘેટીઓ કયાંક પોતાનાં બચ્ચાં પર પડીને તેમને ચગદી મારશે એની પણ રાત્રે ફિકર થયા કરતી. એટલે બધું બરાબર છે કે નહિ તેની તપાસ કરવા રાતમાં અમારે ફરી ફરીને ઊઠવું પડતું. એક કામમાંથી પરવારીએ ત્યાં તો બીજી ચિંતા આવીને ઉભી જ હોય. એનો એક દાખલો આપું. શિયાળાને માટે પૂરતી નીરણ કયાંથી ભેગી કરવી એ સવાલ અમને હંમેશાં મુંઝવતો. આ બધા ઉપરાંત મારા ખાવિંદ ને મારી વચ્ચે પણ મતભેદ ઉભો થતો. એ કહે કે અમારે ફલાણું ફલાણું કામ કરવાનું છે, તો મારો મત એમનાથી જુદો પડતો. એટલે અમારા વચ્ચે તકરાર જામતી, અને એ રીતે ત્યાં પણ ફરી વળી અમે પાપમાં

પડતાં. આમ અમે એક આપદામાંથી બીજી આપદામાં ને એક પાપમાંથી બીજા પાપમાં બીજા પડતાં, એટલે અમને જરાએ સુખ મળતું નહિ.'

'હં, ને હવે.'

'હવે, મારા ખાવિંદને હું સવારમાં ઉઠીને તરત એક બીજાને પ્રેમાળ શબ્દે સદાય બોલાવીએ છીએ, ને કોઈ તકરાર થાય એવી બાબત જ નહિ રહેલી હોવાથી અમે સુલેહ સંપથી રહીએ છીએ. અત્યારે અમારા શેઠની સારામાં સારી સેવા કેમ કરવી એ સિવાય બીજી કોઈ વાતની કાળજી જ કરવાની નથી. અમારા પંડમાં તાકાત હોય એટલું કામ અમે કરીએ છીએ, અને એમાં અમારા શેઠને કંઈ નુકશાન ન થાય પણ અમે અહિં છીએ તો અમારી હાજરીથી કંઈક નફો થાય એવી નજર રાખીને અમે હોંશથી કામ કરીએ છીએ. કામ કરીને ઘરમાં પગ મૂકીએ ત્યાં તો ભોજન કે વાળુ તૈયાર હોય છે ને કુમિસ પણ પીવાનું મળે છે. ! ટાઢ પડે છે ત્યારે બાળવાનું બળતણ મળે છે, તેમ રૂંવાટીના ડગલા પણ અમને મળે છે ને વળી અમને અહિ સાથે વાતો કરવાનો, અમારા આત્મ-કલ્યાણનું ચિંતન કરવાનો, તથા ખુદાની બંદગી કરવાનો પણ વખત મળે છે. પચાસ વરસ અમે સુખને માટે ફાંફાં માર્યા, પણ છેક હમણાંજ અમને સુખ મળ્યું.'

મિજમાનો હસ્યાં.

પણ ઇલિયાસ બોલ્યો :

'ભાઇઓ, હસોમા. આ કંઈ ઠઠ્ઠા મશ્કરીની વાત નથી, આ તો જીવનનું પરમ સત્ય છે. શરૂઆતમાં તો અમે ય બેવકુફ હતાં, એટલે માલમિલકત ચાલી ગઈ ત્યારે અમને પણ શોક થયેલો, પણ

હવે ખુદાએ અમને સત્યદર્શન કરાવ્યું છે તો એ તમને અમારા ચિત્તની શાંતિ માટે નહિ પણ તમારા ભલા માટે જણાવીએ છીએ.

એટલે મુલ્લાંએ કહ્યું :

'એ ડાહ્યી વાત કરી. બરાબર સાચું કહે છે ઇલિયાસ, પાક કુરાનમાં પણ એમ જ કહ્યું છે'

એ સાંભળી મિજમાનો હસતા બંધ થઈ ગયા અને વિચારમાં પડ્યા.

ટોલ્સ્ટોય

---

* પ્રસ્થાન કાર્યાલય તરફથી બહાર પડેલ 'કથાવલિ' ભાગ બીજા-માંથી પ્રકાશકના સૌજન્યથી

## ૧૦

માગશર વદી ૧૧ ૧૯૯૦

**ભાઈશ્રી,**

**ભાઇ,**......ભાઈ વિષે આટલા નિરાશ થવાનું કારણ નથી. કેટલાક માણસો રીડ પડે ત્યારેજ શૂરાતનમાં આવે છે. તેઓ શાંતિના સમયમાં સુઈ જાય તેથી એમ શાને માનવું કે તેમનામાંથી શૂરાતન ચાલ્યું ગયું છે? વળી કેટલાકની કેળવણી જ એવી હોય છે કે સારૂં કરવાની ઇચ્છા હોય પણ શું કરવું ને કેમ કરવું તેની સૂઝ ન પડે. તેથી તેઓ નિષ્ક્રિય લાગે. પણ આ જ માણસોને રસ્તો અને સૂઝ મળે ત્યારે કામે લાગી જાય. એટલે પણ નિરાશ થવું ન ઘટે. વળી ખાઇપીને અમથા પડયા રહે તેના કરતાં સ્વદેશી ભંડાર ચલાવવાના કામમાં પણ ખપમાં આવે એમાં શું ખોટું?

ઘરનાં બ્હેનોને ભણાવવાનું કર્યું તે ઉત્તમ. જ્યારે સમજાવનાર માણસ પોતે હાજર રહી સમજાવી શકે તેમ ન હોય ત્યારે વાચન લેખન દ્વારા માણસને સમજાવવામાં ભણતર અમૂલ્ય સાધન છે. એટલે, એટલે અંશે એ ઉપયોગી થઈ પડશે એમાં શંકા જ નથી. પણ એથી તમારી મુસ્કેલી ટળી જશે એમ જ તમે માનતા હો તો પાછળથી નિરાશ ન થાવ એટલા માટે અત્યારથી જ જણાવી

દઉં કે માત્ર વાચન આવડવાથી જ માણસનું પરિવર્તન થતું નથી. દુનિયામાં તમે નજર કરશો તો તુરત જોઈ શકશો કે ભણેલામાંથી, છાપા વાંચનારમાંથી, કેટલાક માણસો તમારા વિચારના છે ? ચોપડીઓ હજારોની સંખ્યામાં ખપે છે અને તેને વાંચનારાની સંખ્યા લાખોની થતી હશે. પણ લાખો માણસો કાંઈ સુધરતા નથી. અને વાચનથી વર્તન સુધર્યું હોય તેવાની સંખ્યા કાઢો તો તો દશકામાં જ આવે. એટલે એ બાબત તરફ હું તમારૂં લક્ષ દોરવા માગું છું કે અક્ષરજ્ઞાન રામબાણ ઉપાય નથી. માણસની ગેરહાજરી-માં તેની છબી જેટલું કામ કરી શકે તેટલું કામ પણ પુસ્તકો કરી શકતા નથી. આજે પુસ્તકોનો જેટલો મહિમા ગવાય છે તેટલો ખરેખર તેનો મહિમા નથી.

વિચારો અને વર્તનને જે મુખ્યપણે ફેરવે છે તે તો જીવતા માણસનો હૃદયસ્પર્શ છે. એટલે પુસ્તકો ઉપર ભરોસો રાખો તેના કરતાં તમારી જાત ઉપર વધારે ભરોસો રાખો. જીવતા માણસ ઉપર વધારે ભરોસો રાખો. સ્ત્રી સમાજમાં પરિવર્તન કરવું હોય તો તેનો એક જ ઉપાય છે કે તેને અસ્પૃશ્ય રાખતા મટી જવું. સ્ત્રીઓ શું સમજે એમ માની ઘણી વાતો અને વ્યવહાર આપણે તેમની સમક્ષ કરતા નથી. તે ટળે એટલે અસ્પૃશ્યતા ટાળી ગણાય. દૂર રાખવાથી અંત્યજો મલીન થયા છે. તેમ જ વિચાર અને વ્યવહારમાં પુરુષ વર્ગે સ્ત્રી વર્ગને દૂર રાખ્યો છે તેથી જ તેની આ દશા છે. તે ટાળવા નજીક આવવું જોઈએ. તમારા બધા વિચારો, તમારી બધી યોજનાઓ, તમારી બધી વાતચીત, તમારૂં બધું વાચન, તમારૂં બધું જીવન, જ્યાં સુધી મેડી ઉપર ચડીને થાય છે, ત્યાં સુધી ઘરની સ્ત્રીઓ તમારા જીવનથી અલગ અથવા તો વિરોધી રહે તો તેમાં કાંઈ નવાઈ નથી. વાઈસરોય પાંચસોમે મજલે બેસે છે. તમે બીજે મજલે બેસો છો. પણ સિદ્ધાંત એક હોઈ તેનું અને પ્રજાનું અંતર તેવું જ તમારૂં અને તમારા ઘરનું અંતર રહે તો

તેમાં તમને શી નવાઈ લાગે છે ? તમારી બેઠક ઓશરી વચ્ચે કરો. તમારો વ્યવહાર એટલે મોટેથી કરો કે બૈરાં સાંભળી શકે. તમને જે જે પ્રશ્નો ઊઠે, જે જે વિચારો આવે, જે જે વાચનમાં ઉપયોગી લાગે, તે બધું જાહેરમાં મૂકતા રહો. તુરત વિચારોમાં સંઘર્ષણ થશે. અને વિવાદ શરૂ થશે. અને વિચારો ફરવા લાગશે. પણ એટલું જ બસ નથી. તમારા જાહેર જીવનમાં પણ તમારે તમારાં પત્નીને સાથે જ ફેરવવાં જોઈએ. પરંતુ ઘરની ખાવા–પીવા વગેરેની વાસનાઓ પૂરી કરવાની જબરજસ્ત તૈયારીઓ ઉપર કાપ ન પડે ત્યાં સુધી બહેનોને સાથે નીકળવાની ફુરસદ પણ ક્યાંથી હોય ?

વડી, પાપડ, બે ચાર શાક, અથાણાં, ચાર વખત ચા, વગેરે અનેક ભ્રષ્ટ કરનારી ચીજો આપણી બહેનોનો વખત અને જીવન બગાડે છે. ગામમાં તમે સાથે ફેરવી ન શકો તો જ્યારે જ્યારે બહારગામ જાવ ત્યારે ત્યારે તો જરૂર સાથે લઈ જાવ. પર્યટન અને વાતાવરણનો પરિચય આપોઆપ માણસના જીવનને પલટાવી નાખે છે. તમે અહિ આવ્યા ત્યારે તમારાં પત્નીને સાથે લાવ્યા હોત તો...ભાઈ અને...બ્હેનનું કુટુંબ જોઈ તેને જરૂર કાંઇ વિચાર કરવાનું મળત. તેમની સાથે બે દિવસ રહેત તો જરૂર થોડો ઘણો ફેર પડત. તમે જોરાવરનગર કેટલી વાર ગયા ? કેટલી વાર તમારાં પત્નીને સાથે લઈ ગયા ? નિશ્ચય કરો, આગ્રહ કરો, હઠ કરો, કે તમારી એકેએક જાહેર પ્રવૃત્તિમાં તમે તમારાં પત્નીને સાથે સાથે ફેરવશો, તો તમારા વચ્ચેનું અંતર એકદમ તૂટી જશે. જો આમ કરવામાં શરમ આવતી હોય તો પરણવું જ ન હતું !

એકવાર જેનો હાથ ઝાલ્યો તેનો હાથ જાહેર જીવનમાં મૂકી દેવો એ દ્રોહ છે. પત્નીને શરૂઆતમાં નહિ ગમે. પણ પતિ તો અનેક બાબતમાં જબરજસ્તી કરતો આવ્યો છે તો આ એક બાબતમાં વધારે. હું ધારું છું હવે તમે શ્રી.........ને મળવા જાવ ત્યારે જ

શ્રી. ગણેશ કરશો. અંતર ટાળવાનો, મેળ સાધવાનો, સહકાર ઉત્પન્ન કરવાનો રસ્તો પુસ્તકો નથી પણ આજ અસરકારક રસ્તો છે . . ........ભાઇને પણ આજ વાત મેં પરોડામાં કરી હતી. હું પણ તમારા માટે સલાહ આપી શકું. કરવાનું કંઈ મારા હાથમાં છે? તે તો તમારે જ કરવું રહ્યું. તે ન કરો એટલે મારે તો એમ જ સમજવાનું કે ફોગટની વાણી વાપરી.

મને ભય રહે છે કે તમે ઉપર લખી સલાહનો અમલ કરવા જેટલી હિંમત નહિ બતાવી શકો. અને એમ થાય તો તમારો કુટુંબ પ્રશ્ન કદાચ કાયમનો ઊભો રહે. અને પરિણામે તમે છો ત્યાંથી ખસતા જાવ અગર એટલું બધું ન થાય તો લાંબા કાળ બાદ આજે છે તેટલી ધગશ રહે કે ન પણ રહે. એટલે એવા સંજોગોમાં કુટુંબ કલેશની આગ વચ્ચે તમે ઓગળી ન જાવ એટલા માટે ક્ષણે ક્ષણે વિચારી રહી, ચેતતા રહી, સાવધાનીપૂર્વક પ્રયત્ન કરતા રહેવું જોઈએ.

જે માણસ કુટુંબ કલેશથી ભડકે છે. કે સંતાપ પામે છે તેનાથી શેકયો પાપડ પણ ભાંગવાનો નથી એ હજારો વર્ષથી સિદ્ધ થએલી વાત છે. તમને તો કુટુંબીજનો કચવાય એટલી જ મુંઝવણ આવી ને માર્ગ બદલ્યો કે જાહેર સેવા કરતા પહેલાં કુટુંબને સુધારૂં. વૈષ્ણવધર્મીઓ માટે અર્જુનનો દાખલો મોજુદ છે. તેને તો પોતાના ગુરૂઓનાં અને વડીલોનાં માથાં જાતે જ કાપવા-ની વિષમ પરિસ્થિતિ ખડી થઇ હતી, અને એવી આકરી સ્થિતિમાં તેણે પાછા હઠવાનું ઇચ્છયું. પણ ભગવાને 'નપુંસક' અને 'બાયલા' શબ્દથી નિંદી ખરો ધર્મ સમજાવ્યો. અને તેને સગે હાથે જ તેઓની કતલ કરાવી, ધર્મ પળાવ્યો. એની સરખામણીમાં તમારે તો શી મોટી આપત્તિ આવી પડી છે? નવું નવું હોય ત્યાં સુધી કુટુંબ ભડકે પછી તો સદી જાય અને સામાન્ય થઈ પડે.

આ બધાની પાછળ તમારા સ્વભાવની એક ખાસિયત તરી રહી છે. તમે સ્વલક્ષી સ્વભાવને પોષી રહ્યા છો. આપણા ધર્મગુરૂએ ઘણા કાળથી આ સ્વભાવને પોષી આપણા સમાજનું અને પરિણામે ધર્મનું સત્યાનાશ વાળ્યું છે. પહેલો હું, પછી કુટુંબ, પછી સમાજ, એ કલ્પના સારી નથી. મારે સુખ છે તે કુટુંબને આપું, કુટુંબને સુખ છે તે સમાજને આપું, એમ વિચારવા કરતાં સમાજને સુખ છે તે જ કુટુંબ માટે રાખી શકું. કુટુંબ માટે રાખી શકું તેથી વધારે મારે માટે તો કેમ જ રખાય એમ વિચારવું જોઇએ. હું સુધરૂં, પછી કુટુંબની સેવા કરી તેને સુધારૂં, પછી સમાજની સેવા કરૂં, એમ નહિ. સમાજને સુધાર્યા વિના કુટુંબ સુધરી નહિ શકેઃ વ્યકિત સુધરી નહિ શકે એમ સમજવું જોઈએ. તમારાં ઘરનાં માણસો એવા કેમ છે? કારણ એવા સમાજમાં એ રહે છે. જુદા સમાજમાં એ હોતતો જુદા વિચારના આપોઆપ એ થાત. જેમ સમાજ સ્વચ્છતા ન પાળે ત્યાં સુધી સ્વચ્છતા પાળતી વ્યકિત પણ રોગમુકત ન રહી શકે, તેમ જ માનસિક અને નૈતિક આરોગ્ય વિષે સમજને. પણ આપણે એમ સમજતા નથી. બીજાના વિચારો ભલે ખરાબ હોય હું મારા અને કુટુંબના વિચારો તો સુધારૂં એવી દલીલ કરનારી મનોદશા, ગુલામીની પેદાશ છે. હજારો વર્ષોથી હિન્દુઓ ગુલામ રહ્યા છે. તે દશા ન ટાળી શકનાર ધર્મગુરૂઓની પણ એ જ દશા થઈ. અને તેમણે એ જ મનોદશાનો પ્રચાર કર્યો. અને આપણે એ બ્રહ્મવાકય પ્રમાણે સમજવા મંડયા કે પહેલાં પોતે નીતિવાળા થવું. આપ આપકી સમાલીએ. બહુ તો કુટુંબને સુધારવા મથવું અને વખત બચે તો સમાજ તરફ જોવું. આને પરિણામે નીતિ એ વ્યક્તિગત સદ્‌ગુણ ગણાયો. ધર્માચરણ વ્યક્તિગત વસ્તુ થઈ ગઈ. પરિણામે ધર્મ સમાજમાં વ્યાપવાને બદલે મંદિર અને ઉપાશ્રયમાં પુરાઈ ગયો. તેવી જ

રીતે સદ્ગુણને મનુષ્ય હૃદયનો કોઈ આંતરિક ગુણ ગણી તેને સમાજથી અલગ રહી એકાંતમાં કેળવી શકાય એવો અંધ વિશ્વાસ પેદા થયો. પણ હજારો વર્ષના આવા ઉપદેશ અને વર્તન પછી પણ સમાજની જે દશા છે તે જોતાં એ ખોટી દિશા હતી તે આપણે જોઈ શકીએ છીએ. તેનાં પરિણામ કેવાં બુરાં આવ્યાં છે તે પણ આપણે જોઇ શકીએ છીએ. નથી સમાજમાં સામાજીક ગુણ રહ્યા કે નથી વ્યક્તિમાં નીતિ રહી. ધાર્મિકમાં ધાર્મિક માણસને પણ સમાજ વચ્ચે મૂકો તો તેની નીતિના તુરત કટકા થતા આપણે અનુભવશું !

સમાજને તો હું સુધારી નથી શકતો તો કુટુંબને કે મારી જાતને તો સુધારું. એવી પરાજિત મનોવૃત્તિ પોતાની જાતને સુધારવાના ભ્રમમાં જ પડે છે. કારણકે સમાજથી અલગ રહી વિકસી કે ટકી શકે એવું કોઈ નીતિ તત્ત્વ જ નથી. સમાજથી અલગ રહીને કોઈ સાધુ કે તપસ્વી નીતિ કે ધર્મ પાળવાની માન્યતામાં હોય તો તે ભ્રમ જ છે.

મતલબ કે સમાજ તેવું કુટુંબ, કે વ્યક્તિ એ સિદ્ધાંત માની ને સમાજ તરફ લક્ષ આપવું એ પ્રથમ કર્તવ્ય છે. આ સિદ્ધાંતે રશિયાનો સમાજ સત્તાવાદ આજે ચાલી રહ્યો છે. તમે કહેશો કે મહાત્માજી જેવી વ્યક્તિ આવા હીણા સમાજને આભારી છે? મહાત્માજીની મોટાઈ આ સમાજ સાથે બથોડાં લેવાથી જ વધી શકી છે. સમાજ તરફ લક્ષ રાખ્યાથી મહાત્માજીની વ્યક્તિ ઉન્નત થઈ શકી છે. અને સમાજ પણ ઊંચે ચડયો છે. જો મહાત્માજી ઘરને ખુણે બેસીને પોતાની જાતનો વિકાસ સાધવા મથ્યા હોત તો તેમની ધાર્મિક કે નૈતિક દશા આજે છે તેથી અર્ધી પણ ઉન્નત ન થઈ શકી હોત. અને સમાજની પણ એવી જ દશા રહી હોત

એટલે તમારી વિચારવાની દૃષ્ટિ તમે ફેરવો એ હું ઇચ્છું છું. સમાજના પ્રતિબિંબ રૂપે તમે છો. સમાજ સુધરશે તો જ તમે

સુધરવાના છો, સમાજ ઉન્નત થશે તો જ તમે કે તમારું કુટુંબ સુધરવાનાં એ નિશ્ચય માનો. અને પહેલાં હું સુધરું, પહેલાં મારું કુટુંબ સુધરે, પછી સમાજને સુધારું, એ દષ્ટિ છોડી દ્યો. હું સુધર્યાં વિના સમાજને શી રીતે સુધારું ? એમ તમે દલીલ કરશો પણ એનો જવાબ એ છે કે સમાજને સુધારવાનો પ્રયત્ન કરવામાંજ 'હુ" ને સુધારવાનું થઈ જાય છે કરવું પડે છે. 'હું'ને સુધારવા જતાં સુધરવાના ભ્રમ સિવાય કશું ઉત્પન્ન થતું નથી.

દાખલા તરીકે તમે શિક્ષક રાખી તમારા કુટુંબને ભણાવવા પહેલ કરી. એ ઉત્સાહ ટકે તો બહુ સારી વાત છે. પણ એટલા ખર્ચનું પરિણામ શું ? જેને જેને તમારી જેમ લાગે તે તમારી જેમ કરે તો તેના દરેકનાં ખર્ચ અને દરેકનાં પરિણામ શાં ? અને જ્યાં સુધી નારી સમાજ અભણ છે, ત્યાં સુધી તમારા ઘરનાને જ ભણાવવામાં કેટલીક હોંશ રહેવાની ? પણ તેને બદલે કોઈ સ્ત્રી શિક્ષિકા રોકી, તમારા ઓળખીતા પાળખીતાની એચાર બહેનોને સમજાવી, એક સ્ત્રી શિક્ષણ વર્ગ શરૂ કર્યો હોત, થોડોઘણો પ્રચારનો કાર્યક્રમ રાખ્યો હોત, એવું કંઈ જાહેર–પ્રવૃત્તિનું રૂપ આપ્યું હોત તો બીજા કોઈ વધારે હોંશીલા વધારે યોગ્ય લાભ ન લેત એમ કેમ માન્યું ? અને વધારે હોંશવાળા પહેલાં ભણત તો ઓછી હોંશ-વાળા આપોઆપ કેમ ન વધત ! આ એક અપૂર્ણ દષ્ટાંત છે.

મારું આ બાબતનું કહેવું હું સ્પષ્ટ સમન્વય એ રીતે મૂકી શકયો હોઉં એવો મને પોતાને જ વિશ્વાસ નથી. પણ મનમાં આવ્યું તે જેમ તેમ લખી નાખ્યું છે.

લી૦.........ના

બં. મા.

તા. ૬.

દલીલ કરનારા મને કહેશે, તમે સમાજ સુધારવાની વાત કરો છો તો સમાજ આખો તો એમને એમ સુધરવાનો નથી. સમાજમાં પણ અમુક વ્યક્તિઓને જ પહેલાં સુધારશો. હવે જે લોકો પહેલાં કુટુંબ સુધારવાની વાત કહે છે તે પણ અમુક વ્યકિત-ઓને જ સુધારશે. એટલે તમારું સમાજ સુધરશે તો જ કુટુંબ સુધારશે એમ કહેવું. અને પેલાઓનું કુટુંબ સુધારો તો જ સમાજ સુધરશે એમ કહેવું, બન્ને એક જ વસ્તુ છે. અને એથી પહેલા કુટુંબ સુધારવાનું કહેવાવાળા તમારા જેટલા જ વ્યાજબી છે. આનો જવાબ એ છે કે સુધારો એકદમ નથી થતો. જોશું તો જણાશે કે સમાજનો મોટો ભાગ જે માને છે, આચરે છે, તેને જોઈ જોઈને ઉગતી પ્રજા અને સ્વતંત્ર વિચાર કે કાર્યશકિત વિનાના અનુકરણથી અનુસરે છે. સુધારકોની સંખ્યા જેમ જેમ વધતી જશે તેમ તેમ સમાજનું આજનું અંધળાળ ઓછું થશે. એટલે સુધારકોની સંખ્યા વધારવી એ સમાજને ફેરવવાનું સાધન રહ્યું. હવે કઈ વ્યકિત પહેલી સુધરશે એનો કોઈને ખ્યાલ નથી. પોતાના કુટુંબીજન કરતાં ઈતરજન વધારે સંસ્કારી હોય તો તે પહેલાં સુધરે. જે પહેલાં સુધરે તેને પહેલાં સુધારીએ તો બાકીનાને સુધારવાનું વધારે સરળ થઈ પડે. એટલે કુટુંબમાં ન સંકોચાઈ રહેતાં આખા સમાજને વ્યાપે એવી પ્રવૃત્તિ કરવાથી સુધારો વહેલો થાય. કુટુંબને પહેલું સુધારવાનું કહેનારમાં કુળનું મિથ્યાભિમાન કારણભૂત નહિ હોય એમ હું માનતો નથી. વળી માનવસ્વભાવ જોતાં પણ મારું કહેવું જ કાર્યસાધક નીવડશે એમ લાગે છે.

દુનિયાની અંદર ઘણા પ્રકારની સંસ્કૃતિઓ પેદા થઈ અને નાશ પામી. એક વખત હિંદુ સંસ્કૃતિનું જોર હતું. પછીથી બૌદ્ધ સંસ્કૃતિ તેટલી જ વ્યાપી. અને નાશ પામી. આવી રીતે આખી

દુનિયામાં આમ થવાનું કારણ શું છે તેનો આપણે વિચાર કરીએ તો જણાશે કે કોઈપણ સંસ્કૃતિના અનુયાયીઓમાં ઘણોખરો ભાગ તો પ્રવાહને જ અનુસરનારો હતો. અને સ્વતંત્ર રીતે વિચાર કરીને એ સિદ્ધાંતને પોતાના કરનારની સંખ્યા જુજ જ હતી. અને આજે પણ એ જ સ્થિતિ છે. પશ્ચિમમાં પણ આટલી બુદ્ધિની તાલીમ અપાયા છતાં સમાજનો મોટો ભાગ સ્વતંત્ર બુદ્ધિથી વિચાર કરીને વર્તતો નથી. અને જે લોકો સ્વતંત્ર બુદ્ધિથી વિચાર કરે છે એમ આપણે માનીએ છીએ તેઓ પણ ઘણેખરે ભાગે જમાનાના માનસનું જ પ્રતિબિંબ રજૂ કરતા હોય છે. નહિતર અમુક વિચારો અમુક વખતે જ કેમ ફેલાય અને નાશ પામે? મતલબ એ છે કે સમાજની અંદર સ્વતંત્ર રીતે વિચાર કરીને બુદ્ધિપૂર્વક મત ફેરવનાર માણસો અનાદિ કાળથી જુજ રહ્યા છે. અને હજી કેટલાએ કાળ સુધી એમ રહેશે. આનું કારણ એ છે કે મનુષ્યનું જાગ્રત મન આખા માનસનો માંડ દશમો ભાગ રજૂ કરે છે. બાકીનો ભાગ તો આંતર મનરૂપે બુદ્ધિને સ્પર્શ થવા દીધા વિના માણસને નચવી રહ્યો છે. જ્યારે આંતર મનનો મોટો ભાગ જાગ્રત મનરૂપે મનુષ્યમાં પ્રગટ થાય ત્યારે જ તે પ્રધાનપદે બુદ્ધિથી ચાલનારું પ્રાણી બને. પણ મનુષ્યને પેદા થયે આટલાં વર્ષ થયાં તે દરમિયાન જો માનસનો દશમો ભાગ જ જાગ્રત થયો છે તો નજીકના ભવિષ્યમાં કાંઈ માનસનો મોટો ભાગ જાગ્રત થવાની આશા રાખીએ નહિ.

હવે મત ફેરવવાની બાબતમાં આપણે બે પ્રકારના માણસને સમજાવવા પડે. એક તો સ્વતંત્ર રીતે વિચાર કરી નિર્ણય કરી આચાર કરી શકે તેવા, અને બીજા સમૂહ પ્રેરણાથી ચાલનારા. પહેલા વર્ગના માણસો જુજ હોય એ સ્વાભાવિક છે. અને એવા જૂજ છૂટાછવાયા પડ્યા હોય એ પણ દેખાતું છે. હવે સમૂહ પ્રેરણાથી ચાલનારા માણસો તો સમૂહ કઈ દિશામાં જાય છે તે જોઈને જ ચાલવાના. તેથી સ્વતંત્ર રીતે વિચાર કરનારા માણસોને જ્યાં હોય ત્યાંથી

એકઠા કરી સમૂહના રૂપમાં ચલાવીએ ત્યારે જ તેની પાછળ બીજા વર્ગના લોકો દોરવાય. જો પહેલા વર્ગના લોકોનો સમૂહ આપણે બનાવીએ નહિ અને સમૂહ પ્રેરણાથી ચાલનારાઓને સમજાવીને તેમનો મત ફેરવી આપણા મતમાં લાવવાની માથાફોડ કરીએ તો વૃથા જ જાય. કારણકે તેઓ તર્કને અનુસરનારા નથી. આ વર્ગના માણસોનો મત ફેરવવાનો એક જ રસ્તો સ્વતંત્ર રીતે વિચાર કરનારાઓનો સમૂહ કરવાનો છે. જેથી પેલા લોકો એની મેળે અનુસરશે. આ રીતે જોતાં પણ સમાજવ્યાપક હીલચાલ જ ફળદાયી નીવડે.

## ૧૧

પંચગની

પોષ શુદી ૬ શુક્રવાર

**ભાઈશ્રી,**

જીવનમાં અનેક નાની મોટી ભૂલો અને પાપોના પ્રાયશ્ચિત માટે તપશ્ચર્યા કરવાના શુભ નિર્ણયથી હું નીકળ્યો. પશ્ચાત્તાપની ઉગ્રતા અને વૈરાગ્યની કંઈક અંશે તીવ્રતા હતી, ત્યાંસુધી થોડો વખત એમ આત્મસંતોષ રહ્યો કે – હા, હું કંઈક કરું છું. પરંતુ આજ ત્રણ વર્ષના અંતરે જરાક બારીક તપાસ કરીને વિચારું છું તો–હું જ્યાં હતો ત્યાં જ ઉભો છું એમ લાગે છે. કદાચ આટલા વખત દરમિયાન કાંઈક સાચી સમજણ આવી હશે છતાં.

जानामि धर्मं न च मे प्रवृत्ति

जानाम्यधर्मं न च मे निवृत्ति

જેવી દશા છે. શું કરવું એ બતાવશો ?

વળી હાલમાં સાથે રહેવાનો પ્રસંગ મળ્યો હોવાથી હું મારા પોતાના એવા ઝીણા કે મોટા દોષો ન જોઈ શકતો હોઉં એવા જો તમે જોયા હોય તો તે પણ જાણવા ઇચ્છું છું અને તે દૂર કેમ કરવા તે પણ સાથે સાથે જણાવશો. હું કઈ રીતે આગળ વધું એની સદાય મનમાં ધગશ રહે છે. પ્રયત્નો પણ કરું છું. છતાં મારા વિકારો મને સદાય પજવતા આવ્યા છે પરાણે ખેંચાઈ જતો હોઉં તેમ લાગે છે. જાણતો હોઉં કે આમ નથી કરવું છતાં થઈ જાય છે. અને તેમ કરતાં કરતાં પણ થાય કે આ ઠીક નથી કરતો; સંભાળ, ફરી ન કરતો; છતાં ફરી પ્રસંગ આવતાં એનો એ.

શું કરવું તેની કંઈ સૂઝ પડતી નથી ? બહુ મૂંઝાઉં છું.

આ કાગળનો જવાબ હું આવું ત્યાં સુધીમાં લખી રાખશો. અને આ કાગળ તેની સાથે જ રહેવા દેશો.

લિ•.........ના

વં. મા.

**તા. ક.** મારી ડાયરી પણ મૂકતો જાઉં છું. વાંચી યોગ્ય સૂચનાઓ કરશો.

ભાઈશ્રી,

તમારો પત્ર તથા નિત્યનોંધ વાંચ્યાં. કાગળમાં તો એવું કાંઈ નથી જેનો જવાબ આપવાનું સુઝે. 'છું' ત્યાં ને ત્યાં છું' હજી વાસનાઓ ભોળવી જાય છે, પ્રગતિની ઈચ્છા છતાં વધાતું નથી તેથી મુંઝવણ થાય છે. એ તમામ કાગળનો સાર. આવું તો હરકોઈ ભક્ત ગાઈ શકે. તુલસીદાસ કે સુરદાસ તમારી પેઠે જ ગાતા ગયા છે. એટલે એટલા ઉપરથી જ તુલસીદાસની સુરદાસની કે તમારી તુલના કરવી કેમ કરીને યોગ્ય ગણાય? એક જ સ્થિતિ એકને સહ્ય લાગે જ્યારે બીજાને અસહ્ય થઈ પડે એ સાચુ છે એમ જો તમે સ્વીકારો તો સ્થિતિ વિષેની સાચી તુલના અમુક માણસની લાગણી ઉપરથી શી રીતે ન્યાયપૂર્વક કાઢી શકાય? એ માણસની વાત મૂકી દ્યો. અને એક જ માણસની લ્યો તો પણ અમુક વખતે અમુક સ્થિતિ અતિ અકારી લાગે છે. જ્યારે તે જ સ્થિતિ બીજે વખતે તેવી લાગતી નથી. ત્યાં પણ આપણે તે સ્થિતિનો સાચો આંક કઈ રીતે મૂકીએ? એટલે આવી પરિસ્થિતિમાં જો કોઈપણ બાબતનો ખરો ક્યાસ થઈ શકે તેમ હોય તો તે અમુક સ્થિતિનો નહિં પણ અમુક વખતે હૃદયના બોળાપણાનો. જ્યારે વધારે બોળું બને ત્યારે પોતાની સ્થિતિ વધારે દુઃખમય લાગે; એટલે આંતરિક સ્થિતિ એવી ને એવી જ છે એમ કહ્યા પહેલાં માણસે વિચારવું

જોઈએ કે હૃદયનું ભોળાપણું વધ્યું છે કે નહિ? આ બાબતનો ખ્યાલ કર્યા વિના કોઈની આંતરિક સ્થિતિ વિષે મત બાંધવો વ્યાજબી નહિ કહેવાય—નહિતર તો ભક્ત થયા પહેલાંના અને પછીના સૂરદાસને એક જ છાબડીમાં મૂકી દેવાય. આ કસોટી તમારી આંતરિક અવસ્થાની ચકાસણી કરતાં ધ્યાન બહાર ન રાખવાની હું ભલામણ કર્યા વિના રહી શકતો નથી.

ધારો કે એક એવી રેલગાડી છે જેમાં બેસનારને જરા પણ અવાજ, જરા પણ ધક્કો કે જરા પણ પવનનો ઝપાટો લાગતો નથી. એટલે કે તેવી ગાડીમાં મુસાફરી કરનાર કોઈ બાળક પોતાની માતાને કહે કે બા આપણે તો બેસી રહ્યાં છીએ. આપણે ક્યાં ચાલીએ છીએ? આ તો ઘરમાં બેઠાં કે ગાડીમાં બેઠાં બંને સરખું જ છે. આનો ઉત્તર એ હોય કે બેઠાં બેઠાં દુનિયા તરફ દૃષ્ટિ કરો. જો તમારી દૃષ્ટિમાં ફેરફાર થતા લાગે તો સમજજો કે ગાડી ચાલી રહી છે. તેવું જ આપણી જીવનગાડી વિષે કહી શકાય. તમારે વિચારવું જોઈએ કે તમને આ દુનિયા, સંસાર, વ્યવહાર અને પોતાના પુરુષાર્થના ક્ષેત્ર પહેલાં જેવાં હતાં તેવાં જ દેખાય છે? જો ન દેખાતાં હોય તો માનો કે તમે ચાલી રહ્યા છો. તમે કહેશો કે ચિત્રપટની જેમ જગત ચાલે છે તેથી જગત પહેલાંની જેવું દેખાતું નથી. એટલે એ દૃશ્યનો ફેરફાર મારી પ્રગતિને લીધે નહિ પણ સંસારની ગતિને લીધે થાય છે. જવાબ એ છે કે જગતની એની એજ બાબતો પહેલાં તમે જે દૃષ્ટિથી જોતા તેથી જુદી દૃષ્ટિથી જોતા થયા હો તો તમારે જાણવું જોઈએ કે જગતના પરિવર્તન ઉપરાંત તમારું પણ પરિવર્તન થઈ રહ્યું છે. માત્ર તે પરિવર્તન પાણીના રેલા જેવું તરત સરળ અને શાન્ત છે. જેટલી ધમાલ ગાડી બદલતાં થાય છે તેટલી બદલી કરેલ ગાડી ચાલ્યા પછી થતી નથી. તેમ અમુક વખતે જ જીવન પરિવર્તન ધમાલિયું હોઈ ધ્યાન ખેંચે છે. બાકીના મોટા ભાગમાં તો તે શાન્ત જ હોય છે.

આ તો બધી અનુમાન અને તર્કની વાતો થઈ. જ્યાં સુધી આપણી સ્થિતિ પ્રગતિ કે અધોગતિને આપણે ચોક્કસ તુલના કરી માપી ન શકીએ ત્યાં સુધી આપણને સંતોષ કેમ થાય? એ તુલનાનું ચોક્કસ માપ આપણી પાસે ન હોય તો આપણે ભ્રમણામાં જ નહિ રહી-જઈએ તેની શી ખાતરી? માત્ર ઉશ્કેરાયેલી કે આળી લાગણીથી જ આપણી સ્થિતિ વિષે આપણે નિર્ણય બાંધીએ તે કેમ ચાલે? એટલે મને લાગે છે કે પોતાની સ્થિતિ એવી ને એવી જ છે કે પ્રગતિ થાય છે તેનો નિર્ણય કરવામાં નીચેની ચાર બાબતોમાં ચોક્કસાઈથી પૃથ્થકરણ કરવું ઘટે. સ્વભાવ, ટેવો, વિષયાસક્તિ અને કાર્યદક્ષતા. આ ચારે બાબતોને એક પછી એક લઈ દરેકની વિગતથી તપાસ કરી પછી જ તમે તમારી જાત વિષે ખ્યાલ કરો તે વધારે સાચો અને આધાર રાખવા લાયક હશે. આ દરેક બાબતમાં શો વિચાર કરવો તે નીચે લખું છું.

૧ **સ્વભાવ** :– સ્વભાવને આપણે કામી સ્વાદિયો વગેરે જે વિશેષણો લગાડી ઓળખીએ છીએ તેની અહીં વાત નથી. એ તો જ્ઞાનેંદ્રિયોના ગુણધર્મ હોઈ વિષયાસક્તિના પેટામાં આવે. તેમજ ભુલકણો, થાંથો વગેરે જે વિશેષણો લગાડી ઓળખીએ છીએ તેની પણ અહીં વાત નથી. એ તો કર્મેન્દ્રિયના ગુણધર્મ હોઈ ટેવોના પેટામાં આવે. આ બંને પક્ષને બાદ કર્યા પછી સ્વભાવ વિષેના આપણા ખ્યાલમાં જે બાકી રહે છે તે વર્તનના અમુક દૃષ્ટિના પ્રાકૃતિક વલણને અહીં હું સ્વભાવથી ઓળખાવવા માગું છું. ઉપરના બે પક્ષ બાદ થતાં સ્વભાવના નામ નીચેથી ઘણી ઓળખામણી બાબતો ચાલી જશે. અને જ્યારે મનને ઇન્દ્રિયોમાં ગણી લઈ તેના ગુણધર્મોને પણ જ્ઞાનેંદ્રિયો અને કર્મેન્દ્રિયોના ગુણધર્મોની સાથે જ બાદ કરીએ ત્યારે ત્યારે સ્વભાવના ખ્યાલમાં જે બાકી રહે છે તે લગભગ નિર્દોષ તત્ત્વ જ છે. અને છતાં આ

સ્વભાવ ( એટલે ઉપર કહ્યું તેમ વર્તનનું અમુક દષ્ટિનું પ્રાકૃતિક વલણ ) દરેક વ્યક્તિમાં ભિન્ન ભિન્ન માલુમ પડે છે કેમકે અમુક રીતે શાન્ત તો કોઈ અમુક રીતે પ્રવૃત્તિ પ્રિય, કોઈ અમુક રીતે ગંભીર તો કોઈ અમુક રીતે હસમુખો, કોઈ અમુક રીતે મિલનસાર તો અમુક રીતે એકલસુરો. આવી અનેક પ્રકારની સ્વભાવની ભિન્નતા આપણે વ્યકિત વ્યકિતમાં જોઈએ છીએ.

સ્વભાવને પ્રકૃત્તિ પણ કહે છે. જેમ સ્થુળ વારસામાં આ શરીર અને તેનો ચહેરો તેમ જ સુક્ષ્મ વારસામાં પ્રકૃતિ કે સ્વભાવ. જેવી ચહેરાની વિવિધતા તેવી સ્વભાવની. મુખાકૃત્તિમાં સારું અને ખરાબ એવું નથી. ( સુંદર અસુંદર ભલે કોઈ કહે ) તેમ જ સ્વભાવમાં. સામાન્ય રીતે એમ કહી શકાય કે મુખાકૃતિ ફરતી નથી તેમ જ સ્વભાવ વિષે કહેવાય છે કે પ્રાણ અને પ્રકૃતિ સાથે જાય. આ મુદ્દા પર જરા વિશેષ વિચાર કરવો ઘટે. માણસનો ચહેરો અમુક જાતનો હોય છે તેમાં અમુક જાતનો ફેરફાર થાય છે, કરી શકાય છે. તાપમાં કામ કરવાથી ચહેરો અમુક રૂપ પકડે છે. એશાં એશાં ખાવાથી જુદું રૂપ પકડે છે. કસરતમાં કસાવાથી ત્રીજી જાતનો થાય છે. ઉપાધી-વાળા જીવનથી વળી જુદી જ જાતનો થાય છે. અને દરેક ધંધો, દરેક સામાજિક દરજ્જો પોતાની છાપ ચહેરા પર માર્યા વિના રહેતા નથી. અને છતાં ય ચહેરાનું વ્યક્તિત્વ તો તેનું તેજ રહે છે. એક ચહેરો બીજો ચહેરો બની જતો નથી. તેવું જ સ્વ-ભાવનું છે, જુદી જુદી પરિસ્થિતિ સ્વભાવ પર પોતાની છાપ જરૂર પાડે છે, અને તેટલે અંશે સ્વભાવમાં ફેરફાર થાય છે. પણ છતાં ય પોતાનું વ્યકિતત્ત્વ ટકાવી રાખવાને કારણે પ્રાણ અને પ્રકૃતિ સાથે જાય તેવું અવલોકન થયેલું છે.

કોઈનો અમુક પ્રકારનો સ્વભાવ જોઈને કેટલાક ને પોતાનો સ્વભાવ ન ગમે એવું બને છે. પણ તે યોગ્ય નથી. જુદા જુદા

અનેક સર્જીને દુનિયા જેમ જોવા જેવી બનાવાઈ છે તેમ જુદા જુદા સ્વભાવ સર્જીને તે મળવા જેવી બની રહી છે. દરેકને માટે સરખું જ ઉપયોગી ક્ષેત્ર છે.

ઘણીવાર પોતાના સ્વભાવથી અસંતુષ્ટ થવાનું કારણ બીજાના સ્વભાવ કે કાર્યનું વ્યર્થ અને અંધ અનુકરણ કરવાની ઈચ્છા હોય છે. જેવો પોતાનો સ્વભાવ હોય તેને વધારેમાં વધારે અનુકૂળ જનહિતની પ્રવૃત્તિમાં રોકાવાથી દરેક સ્વભાવ ઉત્તમ કામ આપી શકે છે. અને સ્વભાવને અનુકૂળ હોય તેવી પ્રવૃત્તિમાં ન પડતાં બીજી પ્રવૃત્તિમાં પડવાથી સ્વભાવ હંમેશાં આડા આવી નડયા કરે છે. આમાં સ્વભાવના દોષને બદલે પ્રવૃત્તિની પસંદગી કરવામાં દોષ હોય છે. આગળ વધવા ઈચ્છનારે સ્વભાવથી અસંતુષ્ટ રહી ડરવાને બદલે તેને હજી વધારે અનુકૂળ થાય તેવી જનહિતની પ્રવૃત્તિ કઈ છે તે શોધી કાઢી તે સ્વીકારવી જોઈએ. ખરાબ પરિસ્થિતિને અંગે સ્વભાવમાં સપ્રમાણતાની ખામી પેદા થઈ હશે તે આથી દૂર થઈ જશે. અમુક વર્ણના કર્મ અમુક હોવાનું કારણ ગીતામાં સ્વભાવજમ્ એ શબ્દથી જ આપ્યું છે અને સ્વભાવ જ હોવાથી તે તેને માટે ધર્મકાર્ય છે એમ કહી શકાય. એકને માટે જે ક્ષેત્ર કે કાર્ય ઉત્તમ થઈ પડયું હોય તેની ખૂબી જોઈને બીજો તેમાં પડવા ઈચ્છે પરંતુ બંને સમસ્વભાવના હોય તો જ બંને તેમાં સરખા ફાવે. મતલબ કે સ્વભાવ પરત્વે એમ કહી શકાય કે સ્વભાવ ફેરવવાનો પ્રયત્ન કરવાને ક્રિયાક્ષેત્ર કે પરિસ્થિતિનો ફેરફાર કરવો જરૂરી છે કે નહિ તે વિચારવું વધારે જરૂરનું છે. કારણ કે યોગ્ય ક્ષેત્રમાં સ્વભાવની અસમતોલતા હશે તે દૂર થઈ જશે. આગળ વધવા ઈચ્છનારે પોતાનો સ્વભાવ સમજવામાં આગળ વધવું જોઈએ અને જેમ જેમ સમજણ વધે તેમ તેમ તેને ઉત્તમ રીતે ઉપયોગમાં લેવાય તેવી પ્રવૃત્તિ કર્યે રાખવી જોઈએ.

**૨ ટેવો:**—કર્મેન્દ્રિયોના કાર્યક્ષેત્રમાં ટેવો આવે છે. જેમ જ્ઞાનેન્દ્રિયોમાં વિષયાસક્તિ તેમ કર્મેન્દ્રિયોમાં ટેવો. જ્યાં સુધી બુદ્ધિ પ્રેરિત જાગ્રત કે પ્રકટ મનની આજ્ઞામાં રહીને દસે ઇન્દ્રિયોનું કામ કરે ત્યાં સુધી જ્ઞાનેંદ્રિયોની ક્રિયાને વિષયો અને કર્મેન્દ્રિયની ક્રિયાઓને કર્મો કહેવામાં આવે છે. અને તેટલી હદમાં તે બધા જ નિર્દોષ રહે છે. પણ જ્યારે પ્રકટ મનની આજ્ઞાની જરૂર પડ્યા સિવાય લાગ મળતાં જ ઇન્દ્રિયો સ્વતઃ પ્રવૃત્ત થાય ત્યારે એક બાજુ વિષયાસકિત અને બીજી બાજુ ટેવોનો જન્મ થાય છે. જેમાં કર્મેન્દ્રિયોને ક્રિયા ન કરવી પડે એવી કેટલીક રૂઢ થએલી માનસિક પ્રવૃત્તિઓને પણ આપણે ટેવોમાં સમાવીએ છીએ. તેનું કારણ મનની અદ્‌ભૂત રચના છે. વાસ્તવિક રીતે મન શબ્દ આપણે જાગૃત મનના ખ્યાલમાં વાપરીએ છીએ. અને જેને આપણે માનસિક ટેવો કહીએ છીએ તે તેનું કાર્ય નહી હોવાથી તેમને બાદ કરી ટેવોને હું કર્મેન્દ્રિયની પ્રક્રિયા તરીકે ગણાવું છું.

પોતાના કે સમાજના હિતમાં મદદગાર ન હોય તેવી બધી ટેવો તે કુટેવો ગણાય. ટેવોને સુધારવી કે નવી ટેવો પાડવી એ આત્મ સુધારણાના બીજા બધાં ક્ષેત્રો કરતાં વધારે સહેલું છે.

આ ક્ષેત્રમાં કરેલું કાર્ય જેટલું સાધક નિવડે છે તેટલું બીજે નથી નિવડતું. વ્રતનું મુખ્યત્વે આજ ક્ષેત્ર છે એમ કહી શકાય. સારી ટેવો પાડવી એ આચાર કરીને જેટલું સરળ છે તેટલું જ આવશ્યક છે અને ઊંડા જ્ઞાન વિના તે સાધ્ય હોઈ સૌ કોઈ તેનો અમલી ઉપયોગ કરી શકે છે. આચારને જરૂરી ટેવના અર્થમાં વાપરીને શાસ્ત્રોએ આચારને પ્રથમ ધર્મ આથી જ કહ્યો છે કે બીજા ધર્મ ન સમજી કે પાળી શકે તે પણ આ ધર્મ પાળી શકે છે. તેથી તે પ્રથમ છે.

'વ્રત વિચારમા'માં જે વ્રતો આપ્યાં છે તે મહાવ્રતો છે, વ્રતનું મુખ્ય ક્ષેત્ર કર્મેન્દ્રિયની ટેવોનું છે. એમ ઉપર કહ્યાથી આ મહાવ્રતનો પ્રશ્ન ઉદ્ભવે છે કે સત્યઆદિ માત્ર કર્મેન્દ્રિયના વિષયો નથી છતાં તે વ્રત કેમ કહેવાય છે? વાત એમ છે કે સત્યઆદિ મહાવ્રતો વ્રત હોવા છતાં તે સંપૂર્ણપણે પાળવાં અશકય એટલા માટે જ છે. અને તે વધારેમાં વધારે હદે પાળતા થવા માટે કર્મેન્દ્રિયની ટેવોને એ મહાવ્રતોની દૃષ્ટિએ ઉપવ્રતોથી મર્યાદિત કરતા જવાથી જ આગળ માર્ગે ચડાય છે. સત્યઆદિને શકય એટલી હદે પહોંચવા માટેનું સાધન આવા ઉપવ્રતો હોવાથી જ તે મહાવ્રતો કહેવાય છે.

એટલે આગળ વધવા ઇચ્છનારે મહાવ્રતોની દૃષ્ટિએ પોતાના આચારને બારીકીથી નિહાળતા રહી યોગ્યક્રમે ઉપવ્રતોને સેવી સિદ્ધ કરી આગળ વધવાનું છે. આમ યોગ્ય ટેવોની પરંપરાનો હિસાબ કરવાથી પોતાની પ્રગતિનો હિસાબ માણસ કાઢી શકે.

પણ પેલી માનસિક ટેવોનું શું? હું તેને ટેવ શબ્દથી ઓળખાવવાને બદલે સુસુપ્ત મનની એક પ્રકારની વિક્રિયા (obsession) નામ આપું, પણ તેનો વિચાર અહિ થઈ શકતો નથી. આ ઉપરાંત મન પોતે દસમી ઈન્દ્રિય છે પણ તેમાં કર્મેન્દ્રિયનાં તથા જ્ઞાનેન્દ્રિયનાં તત્ત્વો સમાયેલાં હોવાથી તે ઇન્દ્રિયોનો રાજા કહેવાય છે. એ રાજા ઉપર શાહ ન પડે તો વ્રતો મિથ્યાચાર થઈ જાય અને ઈરાદો અશુદ્ધ હોય તો દંભ થઈ જાય.

**૩ વિષયાસક્તિ**—વિષય શબ્દમાં જરાપણ નિંદાભાવ નથી. તેનો અર્થ ગોચર એટલે ઇન્દ્રિયોનું ક્ષેત્ર અથવા તે ક્ષેત્રમાં તેમનું કુદરતી કાર્ય એટલો જ થાય છે. એટલે જ્યાં સુધી મનુષ્યશરીરને ઈશ્વર ઇન્દ્રિય વિનાનું ન સર્જે ત્યાં સુધી વિષયો રહેવાના. સારામાં સારી રીતે એટલે કે યોગ્ય રીતે વિષયોનો ઉપભોગ એ મનુષ્ય ધર્મ ગણાયો છે. અને આસક્તિ વિના તથા સર્વભૂતના કલ્યાણ

અર્થે ઉપયોગ કરવામાં મોક્ષ ધર્મ રહેલો છે. જ્યારે આસક્તિને વશ થઈ માણસ વિષયોનો ઉપયોગ કુદરતી મર્યાદા મુકીને કરે ત્યારે તે નિંદ્ય ગણાય, અને મર્યાદા સાચવતો સાધક પણ જો તે સ્થૂળ ભૂમિકામાં જ પડયો રહે તો અપુરુષાર્થી અથવા અમુમુક્ષુ ગણાય.

વિષયોની આસક્તિ કેમ છોડવી અને તેના સૂક્ષ્મતત્વને કેમ પામવું એ વિષે પુષ્કળ લખાયેલું હોઈ મારે કાંઈ તે બાબતમાં ઉમેરવાનું નથી. તેમ એ સ્વાનુભવની બાબત નહિ હોવાથી તે વિષય ઉપરના લખાણનું વિવેચન પણ હું કરી શકતો નથી. આ વિષે હું એટલું સમજ્યો છું કે મનુષ્યની અંદર રહેલી પ્રાણશક્તિ દિવ્ય હોઈ ઘણી અદ્‌ભુત અને પ્રબળ છે. તે–માણસને વિષયો પ્રતિ ધકકેલે છે. પ્રાણશક્તિ કેવું અદ્‌ભુત અને ચમત્કારિક કામ કરી શકે છે તેનો ખ્યાલ આપણને બાળકની વૃદ્ધિ પરથી આવી શકે છે. એક મુઠ્ઠીભર માટીમાંથી આવી ઇન્દ્રિયો, આવું મન, આવી બુદ્ધિ અને આવાં બળવાન સ્નાયુઓવાળો પ્રચંડ માનવ દેહ ઘડવાનું કાર્ય જેમ જેમ થતું જાય છે તેમ તેમ (યુવાવસ્થાએ પહોંચતાં) પ્રાણ-શક્તિ એવા અદ્‌ભુત સર્જનમાંથી ફાજલ પડતી જાય છે અને તેમ તેમ તેને એવા જ કોઈ અદ્‌ભુત સર્જનમાં વાપરવામાં ન આવે તો ઇન્દ્રિયોને ભડકાવે છે અને માણસ પરાણે વિષયાસક્તિનો ગુલામ બની જાય છે. મનુષ્ય જ્યારે પ્રાથમિક દશામાં હતો ત્યારે વનમાં પશુઓ સાથે લડવામાં, કુદરતની સખત ઋતુઓ સામે પોતાનું રક્ષણ કરવામાં, ખાવાની વસ્તુઓ મુશ્કેલીથી તૈયાર કરવામાં પોતાને જરૂરના દરેક પદાર્થ અને તે પદાર્થ ઉત્પન્ન કરવાનાં દરેક સાધન જાતે જ બનાવવામાં, પોતાનું અને પોતાનાં કુટુંબનું અને કુળનું અન્યથી રક્ષણ કરવામાં અને શૌર્યને ઉત્તેજન મળે તેવાં પરાક્રમો કરવામાં એટલો બધો મશગુલ રહેતો અને તેને એવું તન્મય રહેવું પડતું કે આ દુનિયાને ઈશ્વરનું સર્જન કહેવાને બદલે તે પોતે જ પોતાની

દુનિયાનું સર્જન કરતો એમ અતિશયોક્તિના દોષ સાથે કહી શકાય. પ્રાણશક્તિનો આવો જબરો અને અદ્દભુત ઉપયોગ જ્યાં હોય એવા પ્રાથમિક માનવીમાં વિષયો પશુઓમાં છે તેટલી જ મર્યાદામાં રહેતા હોય તો શી નવાઈ! હાલ સ્થૂળ શાન્તિ અને સુખેદની સાથે ગુજરાનનાં સાધન પણ નહિ જેવા શ્રમથી આપણને મળી રહે છે. મહેનતુ વર્ગને પણ જેટલી ચિંતા પજવે છે તેટલો શ્રમ પજવતો નથી. એટલે આપણી પ્રાણશક્તિ માટે આપણે બીજા કોઈ પ્રકારનું અદ્દભૂત સર્જન યોજી લેવું જોઈએ.

ઈશ્વરની આ સૃષ્ટિને વધારે ઉન્નત અને સાત્ત્વિક બનાવવી એથી વધારે ઊંચુ સર્જન બીજું શું હોય? તેથી જ ગીતામાં કહ્યું છે કે ઇન્દ્રિયોને વશમાં રાખી, સર્વ પ્રાણિહિતમાં રત રહી, અનાસક્તિ વડે ઈશ્વર ખાતર નિષ્કામ કર્મ કરનાર મોક્ષ પામે છે. આવા કાર્યમાં રહેલા માણસના સુસુપ્ત મનની વાસનાઓ પણ ગળી જાય છે. ઈન્દ્રિયનિગ્રહની જ્યાં જ્યાં વાત કરી છે ત્યાં ત્યાં ગીતામાં તમે જોશો કે મત્પરાયણતાની પણ સાથે જ વાત કરી છે કેમકે તેમાં જ પહેલાની ચાવી છે. તે વિના તો પ્રાણશક્તિના સર્જનમાં ઉપયોગ, વિષયોને મર્યાદામાં રાખી શકે છે પણ સાત્ત્વિક અને સૂક્ષ્મરૂપ આપી શકે નહિ. પ્રાથમિક દશાના માણસમાં તથા કષ્ટમય તપ કરનારમાં એ આપણે જોઈ શકીએ છીએ.

**૪ કાર્યદક્ષતા–** ઉપર કહ્યું તેનું આ એક બાહ્ય સાધન છે. આપણું કાર્ય આવશ્યક એવા અદ્યતન ભૌતિકજ્ઞાન કે તેને ઉપયોગમાં લેવાની કુશળતા વિના–ઉત્તમ સર્જન બની શકે નહિ. એટલે જ્ઞાન કુશળતા વગેરે દરેક બાબતમાં હરરોજ આગળ વધતા રહેવું એ પણ પ્રગતિ ઇચ્છુક માટે તપાસવા જેવી બાબત છે.

ઉપલી ચારે બાબતમાં આગળ વધવાનાં ક્રમે ક્રમે પગલાં નક્કી કરી યોજનાપૂર્વક ચાલનાર માણસ 'હું હતો ત્યાં ને ત્યાં છું' એમ નહિ કહે એમ મને લાગે છે.

તમારી નિત્યનોંધમાંથી નીચેની બાબતો ઉપર મારા વિચારો જણાવવાનું નીકળે છે.

૧ પ્રાર્થનામાં મનની ચંચળતા.

૨ નિત્યનોંધ કેવી રીતે વધારે ઉપયોગી બનાવાય?

૩ જીભ વશમાં રાખવા વિષે.

૧ પ્રાર્થના વિષે. મન એકાગ્ર નથી થતું એ જાણ્યું. હવે તેને એકાગ્રતા શીખવવી રહી. મન ઉપર ધોંચપરોણો કર્યે તે ન આવે. અમુક પ્રશ્નનો જવાબ ન આવડનાર વિદ્યાર્થીને 'બોલ કેમ નથી આવડતું?' આમ કહ્યા કરવાથી કાંઈ તેને જવાબ આવડતો નથી. પણ તેને જવાબ શીખવવો પડે છે. તેમ જ 'પ્રાર્થનામાં કેમ એકાગ્ર થતું નથી?' એમ મહિનાઓના મહિનાઓ સુધી મનને કહેવાથી કાંઈ તે એકાગ્ર થતું નથી. વળી પ્રાર્થના કરતી વખતે આપણો ઉદ્દેશ યોગ્ય રીતે પ્રાર્થના કરવાનો છે. મનની પરીક્ષા કરવાનો નથી. એટલે પ્રાર્થના બરાબર કેમ થાય એ આપણે આ પ્રસંગે વિચારનું. મન એકાગ્ર કેમ થાય તે પ્રશ્ન જ આ ઠેકાણે ઊભો થતો નથી. મન ફરી જતું હોય તેવા માણસે મોઢેથી પ્રાર્થના કરવાને બદલે પુસ્તકમાં વાંચીને પ્રાર્થના કરવી એવો મારો મત છે. અને તેમાં પણ છાપેલું પુસ્તક વાપરવાને બદલે હાથે લખેલી પ્રાર્થના વાપરવી. એમાં શ્લોકોની સાથે દરેક શ્લોકે પ્રત્યેક શબ્દની મહત્તા બહાર દેખાડી આપે એવું વિવરણ લખેલું હોય તે પણ વાંચવાનું. પ્રાર્થનાના શબ્દોની જેમ જેમ વધારે ખૂબી જણાતી જાય તેમ તેમ આ વિવરણમાં ઉમેરતા જવું.

આવી રીતે ઠીક ઠીક સમજણ અને મહાવરો પાડ્યા પછી શ્લોકના શબ્દે શબ્દે તેનો પૂરો ભાવ આપણા મનમાં શબ્દોચ્ચાર

ક્યાં પહેલાં તો સ્ફૂરી નીકળશે. આમ થયા પછી મોટેથી પ્રાર્થના સરળતાપૂર્વક થઈ શકે. તે એવી રીતે કે જાણે આપણી સન્મુખ કોઈ વિદ્યાર્થી ખડો હોય તેમ આપણું મન આપણાથી અલગ ખડું છે એમ કલ્પી તેમાં જાણે આપણે પ્રાર્થનાનો ભાવ રેડતા હોઈએ—શીખવતા હોઈએ તેમ ભાવનો વિચાર કરતાં કરતાં જ શ્લોકોચ્ચાર મનમાં કરવો.

આ બોધાત્મક શ્લોકો વિષે છે. સ્તુત્યાત્મક શ્લોકોમાં તો તેનું વિવરણ બરાબર હૈયે ઉતરી ગયા પછી તેવા શ્લોકો બોલતાંની સાથે જ આપણને ભાવ સ્ફુરણ થશે, મજા આવશે, ધન્યતા ભાસશે.

૨ જીભ વિષે—સ્વભાવ જેટલે અંશે મોકળો હોય તેટલે અંશે ભાષા વધારે વાપરે તેમાં કાંઈ દોષ નથી. પણ એ સ્વભાવનો જનહિતાર્થે ઉપયોગ થવા માટે, પોતાની અંદર સિદ્ધાંતોની સ્પષ્ટતર સમજણ ખીલવતા રહી તે સમજાવવાની કળા પ્રાપ્ત કરી લોકસમજણ વધારવામાં તેનો ઉપયોગ થવો જોઈએ. બહુબોલો માણસ આવું કાર્ય કરે તે, તેને શોભે. આવા કાર્યના અભાવે તે અતિશયોક્તિ અથવા બડાઈ કરનારો થાય નહિ તે જોવાનું.

ખાવાની બાબત તો ટેવના પેટામાં આવે એટલે વ્રતથી તે નિયમમાં આવે.

૩ નિત્યનોંધઃ—શરૂઆતને પાને સિદ્ધ કરેલી ટેવો એટલે કે આચાર, ચાલુ ઉણપો અને હવે પછી પાડવાની ટેવો—એમ ત્રણ પ્રકારની નોંધ કરાય, અને જેમ જેમ એક પ્રકારની બાબત બીજા પ્રકારમાં ચડે તેમ તેમ તેની તારીખ નોંધાય.

દરરોજ નોંધમાં ચાલુ ઉપવ્રતના પાલન વિષે કારણ સહિત ટૂંકમાં નોંધાય. પોતાની પ્રવૃત્તિ વિષે કાંઈ નવો વિચાર સૂઝે તો તે નોંધાય. દરરોજનો સામાન્ય કાર્યક્રમ ( ખાસ સમયપત્રક નહિ પણ

કઈ કઈ પ્રવૃત્તિમાં કેટલો સમય અપાય છે તે ) એક દિવસે નોંધી જ્યારે તેમાં ઇરાદાપૂર્વક ફેરફાર કરવામાં આવે ત્યારે તે કારણ અને કેટલીક મુદ્દત માટે તે સહિત નોંધાય. વળી ઉપલા સામાન્ય કાર્યક્રમમાંથી કાંઇપણ વ્યાજબી કારણ વિના કોઈ ભાગ ન પળાયો હોય તે દિવસે તેવું કેમ બનવા પામ્યું તે નોંધાય.

દર પખવાડિયે નિત્યનોંધનુ સરવૈયું લઇ થયેલી ત્રુટિઓના આંકડા મૂકાય. અને તે ઉપરથી કારણ ધ્યાનમાં લઈ ઉપવ્રતોમાં ફેરફાર કરાય. ઉપવ્રતો થોડી જ સંખ્યાના અમુક મુદ્દત માટેનાં જ લેવાય. અને સિદ્ધ થયે તેને સ્થાને નવાં વ્રતોને ગોઠવાય.

તમારા દોષ જણાયા હોય તે જણાવવા મને કહ્યું છે. માણસની દૃષ્ટિએ તો કાંઈ દોષ દેખતા નથી. અને ઇશ્વરની દૃષ્ટિએ દેખાતા હોય તો પ્રયત્નશીલ પ્રત્યે તે ક્ષમાશીલ છે એટલે હું શું લખું ? પણ ન લખું તો તમને લાગે કે જાણવા છતાં હું નથી લખતો. એટલે લખવા માટે મારે કંઇક ઉણપ શોધી કાઢવી જોઇએ. પણ તમે ન જાણતા હો એવી શોધી કાઢું ત્યારે શોધ કર્યાનું મને માન મળે. પણ તેટલા માટે તો તમારા આવવાની મારે રાહ જોવી પડશે કેમકે તમને કંઈ ઉણપની ખબર નથી એ તમને પૂછ્યા પછી જ નક્કી કરી શકાય. અને તમે આવશો એટલે પછી લખવાની જરૂર જ ક્યાં રહેશે !

લિ.........ના
જં. મા.

પંચગની,

ફાગણ વદ ૧૪ ૧૯૯૦

ભાઈશ્રી,

તમારા ત્રણ પ્રશ્નના જવાબ નીચે મુજબ છે.

(૧) લગ્ન માટેની ઉમ્મર.

લગ્નનો પ્રાકૃતિક ઉદ્દેશ ઉત્તમ ભાવિ પ્રજા મૂકી જવાનો છે. મનુષ્ય સમાજનો મોટો ભાગ એ કારણેજ લગ્નમાં યોજાય છે, અથવા તો લગ્નનું એ મુખ્ય ફળ બની રહે છે. બીજાં પરિણામો આવે છે તે ગૌણ પંક્તિનાં અને પરોક્ષ રીતે મળી આવતાં હોય છે. જનસંખ્યામાં લગ્નનું પરિણામ પ્રજોત્પત્તિમાં ન લાવનારની સંખ્યા હજુ સુધી તો ગણતરીમાં ન લઈ શકાય એટલી અલ્પ છે. એટલે ભાવિ પ્રજાની ઉત્તમ પેદાશની દૃષ્ટિએ લગ્નનો મુખ્યત્વે વિચાર કરવો ઘટે.

પુરુષનું શરીર પચીસથી ત્રીસ વર્ષમાં પૂરેપૂરું પાકું બાંધી ઊઠે છે. એ સંપૂર્ણ (એટલે તેનાથી જેટલો સંપૂર્ણપણે સાધ્ય હોય તેટલો) વિકાસની વયે પેદા થયેલી સંતતિ ઉત્તમ થાય છે. તે પહેલાંની

ઉંમરમાં થયેલી સંતતિ એવી સુંદર થઈ શકતી નથી. તેથી જ મોટાભાઈઓ કરતાં વચેટ અથવા નાના વધારે સારા નીવડે છે. આ પૂરો વિકાસ પાંત્રીસ વર્ષની ઉમ્મર સુધી ટકે છે. તે પછી શરીર ઉતરતી દશાને પામતું જાય છે. એટલે પચીસ અને પાત્રીસ વર્ષ વચ્ચેની ઉમ્મર જ યોગ્ય સંતતિના પિતા થવા માટે કુદરતે યોજેલી છે. સ્ત્રી શરીરમાં શરીરવિકાસ જલદી થાય છે. એટલે વીસ વર્ષે તે પૂર્ણ વિકાસે પહોંચે છે અને તેની આ પૂર્ણ વિકાસની સ્થિતિ પુરુષના કરતાં ઝાઝો વખત ટકે છે. એટલે સ્ત્રી માટે ઉત્તમ સંતતિની માતા થવાનો કુદરતી રીતનો યોગ્ય સમય વીસથી પાંત્રીસ સુધી કહી શકાય.

આ ઉપરથી એમ ફલિત થાય છે કે સ્ત્રીની વીસ અને પુરુષની પચીસ વર્ષની વયે તે માતપિતા બનવાને પૂરાં લાયક થાય છે. એટલે લગ્નની હદ પુરુષ માટે ચોવીસથી ચોત્રીસ અને સ્ત્રી માટે ઓગણીશથી ચોત્રીસ હોવી જોઈએ. પણ સ્ત્રીની આખરની હદ ટુંકાવવી એટલા માટે પડે કે આખરની હદે ગયા પછી પ્રસુતિનો બોજો તેના શરીરને જલદી બગાડી નાખે. એટલે એની હદ પણ ઓગણીસથી ઓગણત્રીસની ગણવી ઠીક પડે.

આ ઉપરથી એ પણ ફલિત થાય છે કે સ્ત્રી અને પુરુષનાં શરીર જુદી જુદી ઉમ્મરે પક્વ દશાને પામતાં હોવાથી બંનેની લગ્નની ઉમ્મર એક હોઈ ન શકે. એટલે સ્ત્રી ઓગણીસ અને પુરુષ ચોવીસ વર્ષનાં હોય એ જ ઉત્તમ છે. શરીરનો વિકાસ જેમ ભિન્ન ગતિથી ચાલે છે તેમ માનસિક અને બૌદ્ધિક વિકાસ પરત્વે પણ સમજી લેવું.

(૨) લાગણીઓને કઈ ઉમ્મરે વશ રાખી શકાય.

પાંત્રીસ વર્ષ પછી શરીરનું તેજ ક્ષીણ થતું જાય તેમ કુદરતી અવસ્થામાં તો લાગણીઓનું તેજ ઓછું પડે અને તે ઉમ્મર પછી

તેને વશમાં લેવી એટલી મુશ્કેલ ન પડે. પરંતુ તેનો આધાર આગળના જીવન ઉપર છે. ભર્તૃહરીનો અનુભવ છે કહે ' તૃષ્ણા ન જીર્ણાવયમેવ જીર્ણાઃ' જેણે લાગણીઓને બહેકાવી મૂકી છે તેને તો ઉમ્મર વધતાં ચસરકા વધે, હાર્યો જુગારી બમણું રમે તેમ. તેથીજ આપણે બોખાં ઘરડાંને સ્વાદ પાછળ વધારે લલચાતાં જોઇએ છીએ. નબળા પડતાં માણસોને શક્તિવર્ધક ખોરાક કે દવા પાછળ વધારે આશક થતાં જોઈએ છીએ. જ્યારે વૃદ્ધાવસ્થાને લઈને શરીર દેખીતું જ વૃદ્ધ થઈ જાય છે ત્યારે શરીર વાટે લાગણીએમાં માણવાને બદલે માત્ર માનસિક કલ્પનાથી જ આવા લોકો સંતોષ માને છે. પરંતુ જેઓએ પાંત્રીસ વર્ષની ઉમ્મર દરમિયાન લાગણીઓને વધારે પડતી વહેતી મૂકી દીધી નથી તેને માટે પાંત્રીસ વર્ષ પછી પ્રયત્નમાં વધારે સફળતા મળવા માંડે છે.

ત્રીજો સવાલ પહેલાની અંદર આવી ગયો છે.

લિ.........ના

વં. મા.

**તા. ક.** જેમને પાકી ખાતરી હોય કે લગ્નનું ફળ સંતતિમાં આવવાનું જ નથી તેમને માટે પણ ઉપરની હદ જ યોગ્ય છે કેમકે તે વખતે આદર્શ અને સ્વભાવે ચોક્કસ સ્વરૂપ લીધેલું હોવાથી હું છેતરાયો કે છેતરાઇ એવો વસવસો રહેવાનો બહુ જ ઓછામાં ઓછો સંભવ રહે છે. ડોકટર મોન્ટેસોરીએ માનવ્યશાસ્ત્રમાં આ વિષય ચર્ચ્યો છે. આતો સામાન્ય માણસો માટે છે. કોઈ વ્યક્તિ અપવાદ હોઈ શકે. 'સોળે સાન, અને વીસે વાનની કહેવતને આપણે સહેજ લંબાવીને એમ કહી શકીએ કે "સોળે સાન, વિસે વાન, અને ચોવીસે જાન."

## ૧૪

**પંચગની**

ફાગણ વદ ૦)) ૧૯૯૦ ગુરૂ.

**ભાઈશ્રી,**

તમારો ખુલાસાવાર પત્ર મળ્યો. પણ અહિં હું એક જ બાબતનો જવાબ આપીશ કે સ્વરાજ્ય માટે ઉત્તમ લોકસેવક થવા સારૂ શું કરવું અને કેવી તૈયારી કરવી.

[૧] સેવક સેવા કરવા જતાં પોતે જ સેવા કરાવે એવી સ્થિતિમાં ન આવી પડે એટલા ખાતર અને સર્વ વર્ગના લોક-જીવનમાં શારીરિક આરોગ્ય સડી ગયું છે એટલા ખાતર પણ દવા વિના નરવાઈ કેમ જાળવવી અને ટકાવવી તેનું સાચું જ્ઞાન મેળવવું અને તેવી ટેવો પાડી આચાર ચલાવ્યે રાખવો એ સેવક માટે પહેલી જરૂરની વાત. આ માટે ગુજરાતીમાં પણ ચોપડીઓ હશે પરંતુ તેના નામની મને ખબર નથી. જ્યાંથી મળે ત્યાંથી આ બાબત પૂરી જાણી લેવી ઘટે. આટલું કર્યા પછી સેવક બીજાની સેવા કરવાને લાયક ગણાય.

[૨] જેવું શરીરના આરોગ્ય માટે તેવું જ માનસિક આરોગ્ય માટે. માનસિક આરોગ્યની બાહ્ય નિશાની પ્રફુલ્લતા. આપણે સ્વભાવે એવા

હોવા જોઈએ કે હરકોઈ માણસ હોંશે આપણી પાસે પોતાની વાત કહેવા આવે. અને આપણી પાસે ઘડી બેસી તેને પણ પ્રસન્નતા મળે અને હળવું દિલ કરીને જાય. આ ગુણ ધીમે ધીમે કેળવાય.

જેને પોતાના દુર્ગુણો સામે યુદ્ધ ચલાવવામાં પોતાની આંતરિક શક્તિઓ રોકી રાખવી પડતી નથી તે પ્રફુલ્લતા જલદીથી મેળવી શકે.

[૩] હૃદયની વિશાળતા એટલે માતા જેવો પ્રેમ કેળવવો તે. પોતાના છોકરામાં હોમાઈ જવામાં માતાને જેવો આનંદ આવે છે અને તે ખાતર વૈતરું કરવામાં પણ તેને કળાનો રસ મળે છે તેવી સ્થિતિ અનુભવાય તો એ સેવકને બુદ્ધિ અને આવડત ઉપરની પરાધીનતા ઓછી અને ઓછી આવશ્યક થઈ જાય. માતાને વિચારે વિચાર કરવામાં, માતાની લાગણીએ લાગણી રાખવામાં, માતાને મનોરથે મનોરથ રાખવામાં. માતાને માટે કંઈ કરી નાખવામાં, જેમ સંતાનને ઉર્મિ જ ઉઠે છે અને આજ્ઞા કે શિખામણ આપવી પડતી નથી, તેમ એવા સ્વભાવવાળા સેવક લોકોને પોતાનાં જીવન જેવાં જીવન જીવતાં આપોઆપ કરી મૂકે.

અજાણ લોકનેતાઓ. સન્તો આ રીતે જ મહાન સંખ્યામાં અનુયાયીઓ ઉત્પન્ન કરી શકયા છે.

[૪] આટલું પોતાની અંદરની કેળવણી વિષે. હવે બહારની આવડત વિષે. પહેલું તો જે લોકોની આપણે સેવા કરવા માગતા હોઈએ તેમની કોઇપણ એક હાજત પૂરી પાડવાની આવડત બાબતમાં તેમને જેટલું જ્ઞાન હોય તેથી વિશેષ જ્ઞાન સેવકને હોવું જોઈએ. એ બાબત ધંધાની હોય, શિક્ષણની હોય, વૈદકની હોય, કે ધર્મપ્રચારની હોય. એટલે આવી એકાદ બાબતમાં પોતે વિશેષ જ્ઞાની હોય તોજ તે લોકોને ઉપયોગી થઈ શકે. ગામડાં વિષે કહીએ

તો ધંધામાં ખેતી, વણાટ, ગૌઉછેર, વેપાર, શિક્ષણ, વૈદું કે એના કોઈ એક ધંધામાં સેવક નિષ્ણાત હોવો જોઈએ. આમાંથી વણાટ તમને આવડે છે છતાં તમારી એ કામની ઝડપ જોતાં તમે તેમાં બહુ ઉપયોગી કામ ન આપી શકો એમ લાગે છે. તમારામાં કરકસર, સાચવણ. અને હિસાબી આવડત છે. તે આ કામમાં તમને બહુ ઉપયોગી થઈ શકે. વેપારી વળી કેવી રીતે સેવક થઈ શકે એની તમને નવાઈ લાગશે પણ હું પોતાના વેપારની વાત કરતો નથી. પણ લોકોના વેપારની વાત કરું છું. લોકોનો વેપાર કેમ કરી શકાય, તેથી શા ફાયદા છે, અને તેમાં લોકોની સહવૃત્તિઓને કેમ કેળવણી મળી શકે એ તમે સહકારી પ્રવૃત્તિ વિશેનું સાહિત્ય વાંચશો તો તમને સ્પષ્ટ સમજાશે. ......ભાઈ પાસે તેનાં થોડાં પુસ્તકોની યાદી છે.

[૫] સ્વતંત્ર કાર્યકર્તા બન્યા પહેલાં અનુભવી સંસ્થાઓમાં અનુભવ લીધો હોય તો કામ કરવામાં ફાવટ ઠીક આવે. પછાત કોમો માટે આવી જૂની સંસ્થાઓ ગુજરાતમાં બે છે. ભિલ સેવા મંડળ દાહોદ અને રાનીપરજની સેવા કરતું વેડછીનું આશ્રમ. ગુજરાત બહારની મને પૂરી માહિતી નથી. પોતે જે રીતે, જે કામદ્વારા, લોકસેવા કરવાનું નક્કી કરે તે કામથી જે સંસ્થા કામ કરતી હોય ત્યાં કામ કેમ ચાલે છે. તે અનુભવવું જોઈએ અને તેમાં ઘડાવું જોઈએ. વળી દરેક દિશાને લગતાં પુસ્તકો એક જ ઠેકાણે હોય નહિ અને હોય તેવા મોટા પુસ્તકાલયનો લાભ આપણને મળી શકે નહિ. તેમ દરેક પુસ્તક આપણે વાંચી શકીએ નહિ, એટલે આ બધી અડચણ આપણે જેવું કામ કરવું હોય તેવું કામ કરતી સંસ્થામાં જવાથી જ ટળી શકે.

[૬] ગરીબ માણસો ગામડાંમાં છે તેમ શહેરમાં પણ છે જ. પણ તમારું તે તરફ વલણ નહિ હોવાથી તે વિષે અહિ લખતો નથી.

[૭] ગામડાંઓમાં કામ કરનારાઓના અનુભવ જાણવા એજ મોટામાં મોટી તૈયારી છે, એટલે ત્યાં બેઠા તમે વાંચીને તૈયાર થવા ઇચ્છતા હો તો તેવું બની શકે એમ હું ધારતો નથી કારણ પહેલું ચોપડીઓ જ ન મળે.

[૮] સ્વરાજ્ય માટે લોકસેવા એ જ ઉત્તમ સાધન છે. પછી કઈ જાતની લોકસેવા એ પ્રશ્ન જ રહેતો નથી. હરકોઈ જાતની લોકસેવા હોય. જો સેવક પારકાને અર્થે હોમાઈ જવાનો પાઠ વર્તનથી શીખવી શકશે તો લોકો સ્વરાજ્યયજ્ઞમાં ભાગ આપતાં શીખશે જ. અને સ્વાર્પણનો પાઠ અમુક પ્રકારની સેવાથી જ આપી શકાય એવું નથી. પણ જો સેવક પોતાનો જીવ બચાવીને કામ કરતો હશે, જો સેવક કામની આકણી આત્મત્યાગથી નહિ પણ દેખાતાં પરિણામોથી એટલે કે પ્રચારથી આંકતો હશે. જો સેવક લોકોને પૈસે ટકે સુખી કરી તેના બદલામાં તેમની પાસેથી દેશને માટે ત્યાગ મેળવવાની આશા રાખતો હશે, જો સેવક નૈતિક વિકાસ તરફ દૃષ્ટિ રાખવા કરતાં, લોકો સુધરેલા ભણેલાં કેટલા થયા તે તરફ દોરવાઈ જતો હશે, તો સેવકની સેવાનું ફળ સ્વરાજ્ય પ્રાપ્તિ તરફ તેટલે અંશે ઓછું આવશે. એટલે સ્વરાજ્યના હેતુથી અમુક પ્રકારની સેવા કરવી ઇષ્ટ છે એમ મને નથી લાગતું. જેટલે અંશે સેવક અને સ્વરાજ્ય તદ્રૂપ હશે તેટલે અંશે લોકો સ્વરાજ્ય લાવવાને યોગ્ય બનશે. જો સેવકને પોતાને સ્વરાજ્ય શું એનો પૂરો ખ્યાલ નહિ હોય, સમાજ વ્યવસ્થાનો પૂરો ખ્યાલ નહિ હોય, કેવું સ્વરાજ્ય જોઈએ છીએ તેનો ખ્યાલ નહિ હોય, સ્વરાજ્ય મળ્યા પછી શું કાર્ય કરવાનું છે તેનો ખ્યાલ નહિ હોય, તો લોકોમાં સેવા કરવા છતાં સાચી ધગશ નહિ જાગે. હમણાં ઉપર લખ્યું તેવું કામ પૂરતું જ્ઞાન સેવક થવા ઇચ્છનારને નવજીવનની બધી ફાઈલો ને નવજીવન તરફથી છપાયેલાં બજારમાં હાલ મળતાં અને ન મળતાં પુસ્તકો વિચારપૂર્વક વારંવાર વાંચતાં રહેવાથી મળી રહેશે. એટલે આ કાર્ય તો તમે ત્યાં બેઠાં પણ કરી શકશો.

લિ૦.........ના

વં. મા.

## ૧૫

પંચગની

ચૈત્ર સુદ ૧ ૧૯૯૦

ભાઈશ્રી,

તમારો ચિ. ...વિષેનો પત્ર મળ્યો. તમારી મુંઝવણ સાચી છે પણ તે મુંઝવણ ચિ. ...ને ભણાવવાની નથી પણ...એનને ભણાવવાની છે અને એ રીતે તમે વિચાર કરીને તેનો તોડ લાવો તો બહુ સારો ઉકેલ આવી જાય.

ગોર પરણાવીને પરવારી શકે, પણ માતા જણીને પરવારી શકતી નથી. બાળકોને ઉછેરનાર કોઈ સંસ્થા નથી એટલે માતાનું કામ તેણે જ કર્યું રહ્યું. વિદ્યાર્થીઓને ઉછેરનાર સંસ્થામાં તો તેને ચાર ગુજરાતી પૂરી કરાવીને જ મૂકી શકાય. એટલે ચાર ગુજરાતી સુધી તેને ઘેર રાખીને અભ્યાસ કરાવવો રહ્યો. ગુરુકુળોમાં પણ બીક ઉપર જ વ્યવસ્થા નભાવાતી હોઈ તેમાં બાળકોને મૂકવાનું હું પસંદ કરતો નથી.

હવે ચિ. ...ની કેળવણી માટે ત્રણ બાબતો ધ્યાનમાં રાખવી પડે. એક બીક વિના શીખવતી શાળા. બીજું શાળા સિવાયના સમયમાં તેનું જીવન યોગ્ય રીતે વહે તેનું ધ્યાન રાખનાર ઘર-

એટલે તમે – માબાપ. અને ત્રીજું કાળજીપૂર્વક ઉછેરાતા બાળકોનો સહવાસ: કેમકે બાળકને કોઈ માબાપ પોતાની આંગળીએ ચોવીસે કલાક ન ફેરવી શકે. અને ન ફેરવવો જોઈએ. સમાન વયના બાળકો સાથે રમવામાંથી તેને યોગ્ય કેળવણી મળી શકે. એટલે એ બાળકો પણ કાળજીપૂર્વક એટલા સંસ્કારથી ઉછેરાતાં હોય તોજ સારું.

હવે આ ત્રણે બાબતોમાં તમે કઈ સગવડ કરી શકો તેમ છો તે તમારે જ વિચારવું જોઈએ. કેમકે એમાં આપણી સગવડ અને સાધન બન્નેનો સવાલ આવે છે. માણસો તો ઈચ્છે કે પોતાના બાળકોને નાનપણથી શાંતિનિકેતનમાં જ કેળવીએ. પણ એ ઈષ્ટ હોવા છતાં સંજોગોથી અલભ્ય છે. એટલે ગજા ઉપરાંતની ઈચ્છા કરવી પણ ન શોભે. શુભ હેતુ અને કાર્યમાં પણ સંજોગોની મર્યાદા માણસે લક્ષમાં રાખીને સંતોષી બનવું જોઈએ અને વિચાર કરવો જોઈએ કે મહાન પુરુષો જે થઈ ગયા છે તે બધાને કાંઈ સારા કે અનુકૂળ સંજોગો હતા નહિ. જો વ્યકિતમાં વિભૂતિ હશે તો સંજોગો શું કરવાના છે? અને નહિ હોય તો સારા સંજોગોનો ફાયદો પણ શો? એટલે આવી પંડલ પરિસ્થિતિમાં પ્રસન્નતાપૂર્વક રહેવું અને યથાશકિત કામ કરી છૂટવું.

એટલે પહેલાં જે પરીસ્થિતિ છે તેમાં રહીને તમે વધારેમાં વધારે કેટલું કરી શકો તે તમે જ નક્કી કરી શકો. હવે સારું બાલમંદિર જોઈએ તો ભાવનગર દક્ષિણામૂર્તિ બાલમંદિર અને શારદામંદિરનું બાલમંદિર ગણાય. ...બહેન કયાં સ્થિર થઈને રહી શકે તે પહેલું જોવાનું. હવે એ સ્થાન પસંદ કરવામાં આપણે શાળા પરત્વે એટલું જ જોઈએ કે માર કે બીકથી જે શાળા ભણાવતી હોય અથવા માર કે બીકને તિલાંજલિ આપવાને કારણે જે શાળા યોગ્ય અભ્યાસ કરાવવામાં નિષ્ફળ જતી હોય તે બંને જાતની શાળા આપણે પસંદ ન કરીએ. તે સિવાયની હરકોઈ શાળાથી આપણે આપણા સંજોગો

જોતાં ચલાવી લેવું જોઈએ. હવે આપણે ચલાવી લેવા જેવી શાળા એ જ હશે કે જ્યાં ઓછી સંખ્યામાં વિદ્યાર્થીઓ હોય. કારણ તેજ શિક્ષક બીક વિના ભણાવી શકે. અને વ્યકિતગત અભ્યાસ ઉપર ધ્યાન આપી શકે. એવો શિક્ષક જૂની ચરેડમાં ચાલનારો નહિ હોય. એટલે આવા કોઈપણ સ્થળે જ્યાં ...બ્હેન સ્થિર રહી શકે ત્યાં ચિ. ...ને ભણવા મુકવો એ ઠીક અનુકૂળ થઈ પડે.

શાળા વિષે આટલો વિચાર કર્યા પછી ઘરનો વિચાર તો કરીએ જ. નહિ તો શાળા હોય ત્યાં જઈને વસવાની તકલીફ લેત શા કામે? એટલે ...બ્હેન બાળકને બીક અને ધાક કે લાલચ વિના ઉછેરવાનું રાખી શકે તે પણ જરૂરનું છે.

જે શિક્ષક કે સંસ્થાના કામ કરનાર નવા વિચારના હોય ત્યાં જો ...બ્હેન હોય તો તેને ઘરના ઉછેરમાં પણ શિક્ષકની મદદ મળી શકે. પણ તે પણ જો ...બ્હેનમાં શિષ્યવૃત્તિ હોય તો. પણ જો તે બેદરકાર હોય અને 'અમારે તો એવું ચાલે' એવી વૃત્તિ રાખે તો પછી ઓળખાણવાળા કામ કરનારની જગ્યા પસંદ કરવી શા કામની? એટલે ...બ્હેનની મનોવૃત્તિ ઉપર આ બાબતનો નિર્ણય રહે. હવે આવી જગ્યાએ બ્હેન જાય કે ન જાય તો પણ શિક્ષણ પત્રિકાની ફાઇલો ને બાલમંદિરના બીજા પ્રકાશનો ઘેર બેઠાં વાંચી વિચારી ઉપયોગી થઇ શકે.

ત્રીજો મુદ્દો યોગ્ય બાળકોના સહવાસનો છે. ને તો આશ્રમાંજ બની શકે કેમકે સારો પાડોશ આપણે બીજે ક્યાં લેવા જવો!

એટલે મારો કહેવાનો સાર આ થયો.

૧ ચિ૦...ને ઘેર રાખી ભણાવવો.

૨ શહેર જ્યાં ...બહેન વસી શકે તેમ હોય ત્યાં. તમારી સગવડ અને સાધનો ઉપર આધાર રાખે.

૩ જો બહારગામ વસી શકે તેમ હોય તો ઓછાં બાળકો હોય તેવી શાળાવાળું ગામ પસંદ કરવું જોઈએ.

૪ એવા ગામમાં પણ જ્યાંના કાર્યકર્તા ઓળખાણવાળા ને નવી દૃષ્ટિવાળા હોય તેની પસંદગી વધારે સારી. ઓળખાણવાળા કાર્યકર્તાઓમાં પણ જેઓ આશ્રમ ચલાવતા હોય તે ઉત્તમ. કેમકે યોગ્ય બાળકોના સહવાસમાં ચિ. . .રહી શકે.

લિ૦........ના

વં. મા.

## ૧૬

ફેબ્રુઆરી ૧૯૩૪

ભાઈશ્રી,

મિત્રોના અનુમોદન અને પ્રોત્સાહનથી જીવન વિશેષ આનંદમય બને એ ખરું. પણ વારંવાર અનુમોદન આપવાને બદલે જરૂર પડે ત્યારે જુદો મત આપવાનું રાખી કરેલી કરકસર તમને કંજુસાઈ લાગે એમ બને ખરું. પણ માણસ એકલો ધપ્યે જાય એ જોવાનો આનંદ કંઈ ઓર જ નથી?

તમારા કાગળોમાં ઘણીખરી બાબત તો વિગતોની છે એટલે એ વિષે કાંઈ લખવાનું નથી માત્ર બે બાબતોના જવાબ આપવાનો રહે છે તે ઉતાવળની બાબતો ન હતી તેથી મોડો કાગળ લખું છું.

પહેલું તો હું દેશી રાજ્ય અને બ્રિટીશ હિન્દમાંથી દેશી રાજ્યનું ક્ષેત્ર કેમ પસંદ નથી કરતો તેનાં કારણો જાણવા માગો છો. કારણો કાંઈ એટલા બધાં નથી એક બે જ છે.

જે કારણે તમે ધ્રાંગધ્રા કે જામનગરને કાર્ય માટે ત્યાજ્ય અગર અયોગ્ય ગણ્યાં છે, તે જ કારણે હું બધાં રાજ્યોને અયોગ્ય ગણું છું. ભાવનગર વળી જુદા કોટિનું રાજ્ય છે એવું હું માનતો નથી. દરેક દેશી રાજ્યસત્તા એક પ્રધાન વ્યક્તિના મનસ્વીપણાનું માત્ર પ્રતિબિંબ હોય છે. એટલે વ્યક્તિ ફરે બધું ફરી જાય. એટલે સારાપણાનું કોઈ સ્થિર તત્ત્વ નથી જેનો આધાર આપણે રાખી શકીએ.

વળી સુધરેલાં અને સારાં ગણાતાં રાજ્ય, ધન અને પદવીવાળા શહેરી જનો પૂરતાં જ તેવાં છે. અભણ અને ગરીબ ગામડિયા માટે ભાવનગર અને ધ્રાંગધ્રા રાજ્યનું એક જ સ્વરૂપ છે.

દેશી રાજ્યમાં કોઈ પણ પ્રવૃત્તિ તમે કરો પણ તેમાં તેના મુખ્ય અમલદારોની અનુમતિ અથવા સહાનુભૂતી પહેલાં પ્રાપ્ત કરવી પડે છે. ખાસ કરીને ગામડામાં કામ કરવા માટે તેમની મુરબ્બીવટ અને આશ્રયદાતાપણું દરેક સારા કામમાં છે એમ લોકોને બતાવ્યા વિના તેઓ પણ રહી શકતા નથી. મતલબ અમલદારની મીઠી નજર અનિવાર્ય વસ્તુ આપણે માટે તો રહે જ છે. પણ લોકોની ધ્યાન બહાર તે વાત ન રહી જાય એવું કરવા તેઓ ભૂલતા નથી. એટલે રચનાત્મક કાર્યમાં પણ લોકોને કેળવવાની સાથે રાજ્ય એટલે અમલદારોની અમીદૃષ્ટિની અનિવાર્યતાની ભાવના પણ સાથે જ કેળવાય છે. એ હું પસંદ ન કરું.

બીજું, માત્ર રચનાત્મક કામ કરવાની શુભેચ્છા બહુ સારી છે. પણ તે મર્યાદાને અમલદારોને સંતોષ થાય તે રીતે પાળવી બહુ કઠણ છે. જે લોકમાં તમે કામ કરતા હો તેમના ઉપર ધારો કે વેઠ જેવો કાંઈ પણ ક્ષુદ્ર અન્યાય, જુલ્મ થયો. અને તે તમારી પાસે પોતાનું વીતક કહેવા આવ્યા. તે વખતે તમે બે માર્ગ લઈ શકો. એક તો એમ કહી શકો કે ભાઈ, તે કાર્યમાં અમે કાંઈ ન કરી શકીએ. એટલે એમ કે સત્તા આગળ શાણપણ શા કામનું ? એ કહેવતનો તમારે સ્વાનુભવનો પાઠ શીખવવો. તમે બીજું કરી શકો તે બાબતમાં યોગ્ય અધિકારી પાસે ન્યાય મેળવી શકો. પણ તે ન્યાય તમારા તે અધિકારી પ્રત્યેના મીઠા સંબંધને લઈને જ હોઈ શકશે. એટલે તમે એવો પદાર્થપાઠ આપશો કે ભાઈ, વગ વિના બધું નકામું. ઓળખાણ હોય તો થાય. એટલે ગામડીયા અમલદારના ઓશિયાળા તો હતા જ તે તમારી ઓળખાણનો લાભ લેવા તમારા ઓશિયાળા પણ બનશે. સ્વપુરૂષાર્થનો મહિમા નહિ સમજે.

ત્રીજું, તમે મર્યાદા બાંધી કામ કરો તો કરી શકો. ધારો કે... ગામમાં કાંઈ જુલમ થયો કે દુકાળને અંગે મહેસુલ માફ કે અર્ધી વસૂલ કરવાની હીલચાલ શરૂ થઈ. તમે જેમાં કામ કરો છો તેમાંના કેટલાક માણસો ખેડૂત હોય યા ન હોય તેમાં ભળ્યા. ધારો કે... ભાઈ ત્યાં સહીઓ કરાવવા કે સભા કરવા આવ્યા. તમે તેને કઈ રીતે સાથ આપશો ? ન આપીને લોકોને કેવા આદર્શ આપશો ? જો હિમ્મતવાળા માણસો હશે તો તે તમારા જ હશે. પહેલ કરશે તો તેઓ જ કરશે. એટલે એમાં તમે શી રીતે અલગ રહી શકશો ?

બ્રિટીશ હિન્દમાં પણ એજ દશા થાય એ હું સમજું છું. પણ સામાજિક કામ કરનારે પોતે મર્યાદા સ્વીકારી નહિ હોવાથી તેને યોગ્ય લાગશે ત્યારે લોકોનો તેજોવધ થવા દેવાને બદલે લડવું પડશે તો તે લડતાં લડતમાં ભાગ લેતાં સંકોચાશે નહિ. અને લડવું

યોગ્ય નહિ લાગે ત્યારે પણ તે અન્યાયને વખોડી કાઢતાં તો નહિ જ રહું.

બીજું તમે જાણવા માગો છો કે રચનાત્મક કામમાં તમે ઝંપલાવ્યું તેમાં મને કેમ નવાઈ ન લાગી? સ્થાનિક સંજોગો જોતાં તેમાં નવાઈ લાગે તેવું હતું જ ક્યાં? અને તમારો છેલ્લો કાગળ મળ્યો તેમાં તમે જે લખ્યું નથી તે ઉપરથી મેં અનુમાન કર્યું કે તમારો મત એવો થયો છે કે લોકોની સ્થિતિ જોતાં લડાયક કાર્ય કરતાં રચનાત્મક કામ વધારે જરૂરી છે. અને રચનાત્મક કાર્યનો જરા પણ ભોગ આપીને લડાઈના કામમાં પડવું સરવાળે હિતકર નથી. આવો તમારો મત થયો હોય એમ અનુમાન કરવાને તમારા કાગળમાં કશો આધાર નથી છતાં મેં અનુમાન કર્યું. તે સાચું છે યા ખોટું તે તો રામ જાણે. પણ તે સાચું હોય ને હવે ફરીને ધારો કે લડાઈ ઉપડે અને તમે તમારા કામને થોડો પણ આઘાત પહોંચાડ્યા વિના ન નીકળી શકો. તેથી બ્રિટીશ હિન્દમાં લડવા ન નીકળો, તો ત્યારે પણ મને નવાઈ ન લાગે. જ્યાં સુધી માણસ પોતાની શક્તિને જરા પણ ચોર્યા વિના, અને સુખ-સગવડ તથા નિશ્ચિંતતામાં લપટાયા વિના લોકકાર્ય કર્યે જતો હોય ત્યાં સુધી તેને વિશે નવાઈ શા માટે થાય?

લિ૦......ના

વં. મા.

## ૧૭

પંચગની

તા, ૮-૨-૩૪

ભાઈશ્રી,

તમારો સુધરેલા અક્ષરનો કાગળ મળ્યો. તમે લખો છો કે હું તમને સંભારતો નહિ હોઉં. એ વાત ઘણે અંશે સાચી છે. પણ સંભારવું એટલે સ્નેહ હોવો એવું મારી સમજમાં આવતું નથી. હું તો એમ સમજું છું કે જ્યારે જે ચીજની કે માણસની જરૂર પડે ત્યારે તે સાંભરે. તમે કોઈપણ પ્રવૃત્તિ કરતા હો છો ત્યારે બીજી કેટલી બાબતો તમને સાંભરતી હોય છે? જેનું જે વખતે કામ તે તે વખતે સાંભરે. અને સંભારવી પણ ત્યારે જ જોઈએ એમ તમને નથી લાગતું? મને તો એમ જ લાગે છે. એટલે પ્રસંગ વિના હું તમને નથી સંભારતો. પ્રસંગ વિના તો ઈશ્વરને પણ નથી સંભારતો તો તમને તો શાનો સંભારતો હોઉં? પણ એનો એવો અર્થ નથી કે બીજા કોઈને હું જેટલા ઉપયોગમાં આવવા ઈચ્છું તેટલો જ તમારા ઉપયોગમાં આવવા હું નથી ઈચ્છતો. બાકી તમે મારો ઉપયોગ ન કરો તેમાં હું શું કરું? તમે જેમ એક કાગળ લખ્યો તેમ જો બીજા લખશો તો હું જવાબ જરૂર આપીશ. અત્યારે તો બીજું શું કરી શકું તેમ છું?

તમે તમારા નિર્ણયો બીજાઓને જણાવવા ઇચ્છો છો તે વ્યાજબી છે. પણ માણસે પોતાના નિર્ણયો બાંધવા પહેલાં તેને લગતા જે જે વિચારો જેમ જેમ આવતા જાય તેમ તેમ પોતાના સંબંધીઓને તથા જેઓ કંઇક વિચારોની આપ લે કરી શકે તેવા હોય તેઓને જણાવતા રહેવું જોઈએ કે જેથી આપણામાં જે વિચારદોષ હોય તે આપણે હંમેશાં સુધારતા રહી શકીએ અને બીજાઓના વિચારો, દૃષ્ટિકોણ તથા અનુભવોનો લાભ લઈ શકીએ. માણસ આવી રીતેજ ઘડાય છે. બધા અનુભવમાંથી કાંઈ દરેક માણસ પસાર ન થઈ શકે. એટલે બીજાના અનુભવોનો લાભ જો તે ન લે તો તેના વિચારો અને નિર્ણયો એકાંગી અને અપૂર્ણ રહી જાય એવો ઘણો સંભવ છે.

તમે સેવા અર્થે જ આખું જીવન ખર્ચવાનો સંકલ્પ કરો છો તે પ્રશંસનીય છે. એમાં કોઇનો શો વાંધો હોઈ શકે?

હવે તમારે હાલ શું કરવું એ બાબતમાં તમે મારો મત જાણવા ઇચ્છતા હો તેમ તમારા કાગળ ઉપરથી લાગે છે. તમારા વિચારોનો વેગ એવો છે કે તમારું શરીર હજી યોગ્ય નથી છતાં જેલમાં જવું અને જેલમાં શરીર બગડે તેની ચિંતા ન કરતાં ફરી ફરી જેલમાં જઇને દેહ પાડી દેવો. આમ કરવાથી મિત્રોની દરકાર કે ચિંતા કરવામાંથી તમે ઉગારી લઇ શકો. અને તમે દેશ અર્થે દેહ આપ્યાનો જશ નહિ તો સંતોષ લઈ શકો.

પાડા અને બકરા ચડાવવાથી માતાજી પ્રસન્ન થાય છે એમ લોકો માનતા અને હજી કેટલાક માને છે. તેવા સંજોગોમાં બકરા પાડા માતાને ચડાવવામાં કોઈ વાંધો ન લેતું. તેમ જ જો માણસો ચડાવવાથી સરકાર પ્રસન્ન થશે અને સ્વરાજ્ય મળશે એમ જો અમે માનતા હોત તો અમે પણ તમારી વિચારસરણીમાં કાંઈ વાંધો ન લેત. પણ હાલમાં તો મારી અને હું માનું છું કે

તમારા બધા મિત્રોની એવી માન્યતા નથી. સ્વાતંત્ર્ય દેવી એવાં નબળાં પાતળાંનાં બલિદાનોથી ન રીઝે. તેને માટે તો શુદ્ધમાં શુદ્ધ બલિદાન જોઈએ. તમે એ કોટિમાં આવી શકો ખરા? અને જો તમે તમારા મિત્રોને ચિંતામાંથી મુક્ત રાખવાનું મન કરો તો તો સરકાર અને તેના અમલદારોને જાણી જોઈને ચિંતામાં નાંખશો નહિ ને? તમે સાજા નથી ને બિમાર પડશો એવી ખાત્રી છે તેથી આમ લખું છું. વળી ધારો કે તમે બિમાર પડયા અને સરકાર છોડી દે અને ફરીને તમારા પ્રયત્ન છતાં ન પકડે તો તમે શું કરો? અને તમારા જેવા પ્રત્યે સમાજની શી ફરજ? વળી મહાસભાનો હુકમ ગમે તે સંજોગોમાં જેલ ભરતી જ કરો એવો નથી. રચનાત્મક કામ પણ તમારી પાસે તેણે મૂકેલું છે. સ્વરાજ્ય લોકોએ લેવાનું છે. એટલે લોકોને તે માટે તૈયાર કરવાનું ધ્યેય હોવું જોઈએ. તે બે રીતે થાય. જેલમાં જઈને અને બહાર તેવું રચનાત્મક કાર્ય કરીને. અને એ બંને કામ શરીર સારું હોય તો જ સારાં થાય. એટલે મને લાગે છે કે તમારે હાલ બહાર જ રહેવું જોઈએ. શરીર ન બગડે તેટલું અને તેવું રચનાત્મક કામ કરવું જોઈએ. અને બનતી ઉતાવળે શરીર સરસ કરી લેવું જોઈએ.

તમને લાગતું હોય કે તમે થોડું ઘણું કામ કરી શકો તેમ છો અને સાથે સાથે શરીર સુધારવાની ઝડપ મોળી નહિ પડે તો જ્યાં તમને તેવું કામ અને તમારો નિર્વાહ પૂરો પડે ત્યાં તમારે કામ કરવું જોઈએ. પછી તે ત્યાં બને કે બીજી અનુકૂળ જગ્યાએ બને.

તમે દૂધ માખણ લ્યો છો તે બહુ સારું કરો છો. દરરોજનું ઓછામાં ઓછું એક ખાટું લીંબુ અગર બે ચાર પાકાં ટમેટાં અથવા તેટલાં કોબીનાં લીલા રંગનાં કાચાં પાંદડાં અને તે પણ ન બને તો લીલાં પાનવાળું શાક, અને તે કાચું નિયમિત રીતે લેતા રહેશો.

તો ઠીક ફાયદો થશે. વળી દરરોજ આકરો તડકો થયા પહેલાં માથું અને આંખો ઢાંકીને બાકીનું આખું શરીર તદ્દન ખુલ્લું નવસ્ત્રું—રાખી શરૂઆતમાં દરરોજ પંદર મિનિટ અગાશીમાં સૂર્ય-સ્નાન લેવું. સૂર્યસ્નાનમાં દરેક બાજુએ સૂર્ય પહોંચે તેટલા માટે બંને બાજુએ અર્ધો અર્ધો વખત સુઈ જશો તો તમને ઘણો ફાયદો થશે. ધીમે ધીમે વખત વધારશો. પણ નિયમિત દરરોજ કરો તો ફાયદો જણાય.

દિવસ રાત (ટાઢ જરા પણ ન વાય તો) ઘરની બહાર જ રહેવાનું-તડકો હોય તો ઘરનો પડછાયો પડતો હોય ત્યાં—રાખશો. અને બને તેટલો શરીરનો ભાગ, બને તેટલો લાંબો વખત ખુલ્લો રાખશો તો તેથી પણ વિશેષ ફાયદો થતો જણાશે.

હાથપગના પોંચા અને કેડ સુધીનો ધડનો નીચલો છેડો ઠંડા જળમાં પાંચ મિનિટથી શરૂ કરી ધીમે ધીમે વધતા જઈ છેવટ પંદર મિનિટ સુધી રાખશો તો તેથી પણ તમને ફાયદો થશે. દિવસના બે ત્રણ વખત આ પ્રયોગ કરી શકાય. પેટ સાફ રહે તે તો જોવાનું હોય જ.

તમારા કાગળ ઉપરથી મને આટલું લખવાનું સૂઝે છે. જો કોઈ બાબત વિષે લખવાનું રહી જતું હોય તો ફરીથી મને લખશો એટલે હું લખી મોકલીશ.

હવે બે સામાન્ય બાબતો વિષે લખવા ધારું છું. કારણકે તે તમને ઉપયોગી થશે એમ મને લાગે છે.

પહેલું તો હું તમારો કુટુંબ સાથેનો સબંધ સમજી શકતો નથી. કુટુંબીઓની અદ્દી કદ્દી કરવા જેવો તેમણે શો અપરાધ કર્યો હોય? કર્યો હોય તો પણ આપણે તો દરેક તરફ પ્રેમ રાખીએ તો પોતાના કુટુંબની સાથે કાગળપત્ર, વાતચીત, કે હળવા મળ-

વાનું પણ બંધ રાખવા જેવો ભારી અમદકાર કેમ સંભવે? એમ કરવાનું કોઈ પણ શુભ વ્રતમાંથી ઉત્પન્ન થાય? થાય તો તેને શુભ વ્રત ગણવું કે ખોટી હદ ગણવી? આ બધું તમારે વિચારવું અને વિચારી જે ઉત્તર આવે તે પ્રમાણે આચરણ કરવું યોગ્ય ગણાય. મને તો એવું કરવું યોગ્ય છે એમ કોઈ રીતે ગેડ બેસતું નથી. તમને કોઈ વ્રતનો બાધ આવતો હોય તો પૂ૦ મહાત્માજીનો અભિપ્રાય લઈ જોશો.

તમારો સ્વભાવ એકલસૂરો અને ચહેરો સોગીઓ અથવા અતિપીડ છે. તે વિષે તમે એમ કહો છો કે મારો ચહેરો એવો છે એમાં હું શું કરું? હું કાંઈ ચિંતા કે શોકથી રડતો નથી. આનંદમાં જ રહું છું. માણસો નકામા મારે વિષે બીજું ધારી લે છે. પણ મનની ઊર્મિઓ ચહેરો ઘડવામાં મોટો હિસ્સો લે છે એમ તમને નથી લાગતું? માણસ ઉછેર અગર સ્વભાવને કારણે એકલસૂરો હોય પણ તેવા માણસ પણ પોતાના આપ્તજનો અને મિત્રમંડળમાં તો બરાબર ખીલી નીકળે છે. મેં એવું તમારે વિષે નથી જોયું. તમે મારાથી ખમચાતા હો એમ બને. તો બીજાઓને તમારા વિષે શું લાગ્યું છે તે જાણી લેશો. આ બાબતમાં તમે કોઈ કારણ ન શોધી શકતા હો તો તે શોધવામાં તમને મદદગાર નીવડે એટલા માટે નીચેનું લખું છું.

એક દૃષ્ટાંત છે કે એક માણસે કેટલીક વાંદરીઓ પકડી. પણ રાખવી ક્યાં? તેના ઘરમાં એક કોટડી હતી તેમાં પૂરી. અને બારણાં વાસી દીધાં. પણ સાંકળ ન મળે એટલે વાસેલાં બારણાં ઝાલીને તે ઊભો. જો બારણાં છોડી બીજે જાય તો પેલી વાંદરીઓ બહાર નીકળી નાસભાગ કરે તેથી ત્યાં જ બારણાં થાભીને તે ત્યાં જે આવે તેને કહે 'જુઓ, મેં વાંદરીઓ પકડી છે' હવે ચસકવા ન દઉં. પણ સમજુ માણસોએ કહ્યું કે 'અલ્યા તું પકડાયો છો કે વાંદરીઓ?' તે કહે 'હું તો કાંઈ નથી પકડાયો. વાંદરીઓ પકડાઈ

છે.' તેઓ કહે 'વારૂ. અમે અહિં બારોપાટ રમીએ છીએ તું આવીશ?' તે કહે 'ના. મેં તો વાંદરીઓ પકડી છે.' તેનો ભાઈ કહે અલ્યા જમવા ચાલ' 'નહિ આવું. મેં તો વાંદરીઓ પકડી છે' છેવટે રાત પડી અને સુવાનો વખત થયો પણ તે કેમ કરીને જાય? તે તો કહે મેં વાંદરી પકડી છે. પણ એમ ક્યાં સુધી ચાલે? છેવટે તેને ભાન થયું કે વાંદરી તો પકડતાં પકડી પણ સાથે પોતે પણ પકડાયો. એવી વાંદરી પકડી શા કામની?

કેટલાક માણસોનું પણ આમ જ બને છે. મનની વૃત્તિઓને તેઓ કાબૂમાં તો રાખે છે પણ ચોવીસે કલાક તેનાં બારણાં ઝાલીને તેમને બેસી રહેવું પડે છે. તેઓ સમજે છે કે અમે વૃત્તિઓને પકડીને પૂરી રાખી છે. પણ સાથે સાથે તેમનો પુરુષાર્થ–મનોબળ અને જીવનશકિત લગભગ બધી અથવા મોટા ભાગની પકડાઈ જાય છે. સ્તબ્ધ થઈ રહે એવા પ્રકારનો મનોવૃત્તિઓનો નિગ્રહ સરવાળે મનોવૃત્તિઓનો નિગ્રહ છે કે પોતાના પુરુષાર્થનો એ કેટલીકવાર વિચારવાની વસ્તુ થઈ પડે. જેઓ વાંદરીને પકડી પૂરી રાખે છે તેઓ પોતે જ પુરાએલા રહી જાય છે. જેઓ મર્યાદામાં રહીને રમવાનું શીખવી વાંદરીઓને પૂરતા નથી પણ પાળે જ છે તેઓ છૂટથી પોતાનું તમામ કામ કરી શકે છે અને તેમની વાંદરીઓ તેમની સેવામાં જ્યાં ત્યાં પાછળને પાછળ ફરતી રહે છે. અને તેમનું મનોરંજન કર્યા કરે છે. કોઈની અંદરના મનોભાવો અને મંથનો હું નથી સમજી શકતો એટલે આ બાબત તમને લાગુ પડે છે એમ હું નથી કહી શકતો પણ એ વિચાર તમને કદાચ ઉપયોગી થશે એમ લાગવાથી જ લખું છું.

લી૦ . . . ના
વં. મા.

પંચગની

તા. ૨-૩-૩૪ શુક્રવાર

ભાઈશ્રી,

**ત**મારો બીજો પત્ર મળ્યો. જેમ જેમ લખવાનો મહાવરો વધારશો તેમ તેમ જે લખવું હશે તે બરાબર લખતાં આવડશે.

તમારી એક વાત એ છે કે તમને પ્રશ્નો પૂછતાં આવડતા નથી એટલે તમે બીજાનો જોઈએ તેટલો લાભ લઈ શકતા નથી. તેથી તમે લખો છો કે મારે તમને પ્રશ્નો પૂછતાં શીખવવું. હું સમજું છું તે પ્રમાણે પ્રશ્નો સ્પષ્ટતાથી અને સામો માણસ બરાબર સમજે એવી રીતે કેમ પૂછવા તે માણસને ન આવડે એમ બને ખરૂં. પણ અસ્પષ્ટ અને ગોળગોળ રીતે તો દરેક જણને પોતાના મનની મુંઝવણ લખતાં આવડે જ. અને જે આવી અસ્પષ્ટ અને ગોળગોળ રીતે પણ લખવાનું ધપાવે રાખે છે તેને આપોઆપ ચોખ્ખી રીતે લખતાં આવડે છે. જો કોઈ એમ કહે કે મને મારી મુંઝવણ એવી આખી ભાંગી ભાષામાં પણ કહેતાં આવડતી નથી તો હું એ વાત ન માનું. તેમ કદાચ બનતું હશે પણ મારા અનુભવમાં નહિ હોવાથી તે વાત મારે ગળે ઉતરતી નથી. એમ બને કે કોઇને કોઈ પ્રશ્ન

તનમાં ઉઠે જ નહિ, અને તેથી તે પૂછે પણ નહિ. એમ હોય તો તેનામાં પ્રશ્ન પૂછવાની અણઆવડત નથી પણ તેને પ્રશ્ન જ થતા નથી. પ્રશ્ન ન થાય તો પરાણે કરવાની કાંઈ જરૂર નથી. તેવો માણસ નીતિને માર્ગે ચાલ્યો જતો હોય તો તે સુખી ગણાય. તેને ગોટાળો ઓછો. મુંઝવણ ઓછી, અને વ્યગ્રતા ઓછી. તે પોતાનું કર્તવ્ય વધારે નિશ્ચયપૂર્વક અને શ્રદ્ધાપૂર્વક કરી શકે. તેવા માણસને દુનિયાંના વ્યવહારનું જ્ઞાન ઓછું હોય ખરૂં પણ તેની ખોટ બહુ નડતરરૂપ થતી નથી. અને જ્યાં નડતી લાગે ત્યાં તે બાબતમાં સલાહ આપનાર આજકાલ ઓછા નથી. પણ એવું પરાવલંબન ન ગમે તો દુનિયાના વ્યવહારનું જ્ઞાન મેળવવા અને વધારવા પ્રયત્ન કરવો જોઈએ.

તે દરિયો અખૂટ પડયો છે. તેનો અંત નથી એટલે જેટલો ગાળવો હોય તેટલો ડાળી શકાય. તેમાં કોઈ દિવસ સંતોષ થવાનો જ નહિ. વિદ્યાઓનો કયાં પાર છે? અને કયાં તેનો ધરવ પણ છે? તેમાં પડેલા કેટલાએ માણસો એવાં ગોથાં ખાય છે કે હાથનું કર્તવ્ય પણ તેઓ પૂરી રીતે કરી શકતા નથી. એટલે એ વિદ્યાઓનું જ્ઞાન કર્તવ્યને અંગે જેટલું આવશ્યક હોય તેટલું ઉપયોગ પૂરતું મેળવી લેવું અને તેમાં સંતોષ માનવો એ રૂડું છે.

તમારૂં કર્તવ્ય કરવામાં તમને જે જે જ્ઞાનની ખામી લાગશે તે વિષે તમને પૂછવાનું મન થશે. ખામી નહિ લાગે તો પૂછવાની શી જરૂર પણ છે?

લી૦.........ના

વં. મા.

## ૧૯

પંચગની

તા. ૧૭-૪-૩૪

**ભાઇશ્રી,**

**પ્રાર્થના** વિષે. પ્રાર્થનાની સાથે આત્મનિરીક્ષણ થાય તેમાં હું બહુ વાંધો જોતો નથી. માત્ર તે મર્યાદિત હોવું જોઈએ. પ્રાર્થના પડી રહે અને આત્મનિરીક્ષણમાં જ ધ્યાન ચડી જાય એમ ન થવું જોઈએ...ભાઈના કાગળમાં લખ્યું છે તેથી વિશેષ લખવાનું સૂઝતું નથી. માત્ર એટલું જ કે બીજા કામકાજ વખતે પણ મન ગમે તે વિચારો ઉપર દોડ્યા કરે તો પછી પ્રાર્થનામાં પણ તેમ થાય એ નિયમસર થયું જ કહેવાય ને? અમુક વખતે અમુક વિષયના જ વિચાર કરવા એવું જેમ દેહની ક્રિયાઓનું સમયપત્રક છે તેવું વિચારોની ક્રિયાઓનું પણ કરી શકાય તો તમારા ધ્યેયમાં મદદગાર થાય એવું હું અનુમાન કરું છું. અનુભવ નથી.

તબીઅત ગુમાવી કે બધું કાર્ય ગુમાવ્યું. એવું ન થાય એ તમે તો સંભાળજો.

લી૦......ના

વં. મા.

પંચગની

તા. ૭–૫–૩૪

ભાઈશ્રી.

તમારો કાગળ મળ્યા પછી પણ આઠ દસ દિવસે જવાબ આપી શકું છું તેનું કારણ એ છે કે હું વિચાર કરતો હતો કે તમારી બાબતમાં શું કરવું વ્યાજબી ગણાય અને વ્યાજબી ગણાય તેમાંથી પણ હું કાંઈ કરી શકું એમ છું કે નહિ? હજી હું છેવટના નિર્ણય પર આવ્યો નથી છતાં કેટલીક બાબતો વિષે તો તમને લખી શકાય તેમ હોવાથી આ કાગળ લખું છું. બીજી બાબતો વિષે પછીથી લખીશ.

તમે ખોટી આશાએ ન રહો એટલા માટે પહેલેથી જ હું કહી દઉં કે તમારા ખાતર પૈસા રોકનાર કોઈ ધનિક નીકળશે એવું હાલ તો મારા ધ્યાનમાં નથી ઉતરતું. એમ છતાં હું માનું છું કે પૈસાથી જ તમારા મનનું દુઃખ દૂર થાય તેમ માનવાની કાંઈ જરૂર નથી. સાચી સમજણથી પણ ચિંતા ટળી શકે. અને એવી સમજણ આપવા હું અહિં લખું છું તો યોગ્ય લાગે તેટલું વિચારી લેશો.

પહેલું તો મૂડીવાદી શેઠીઆ વિષે તમે જે બળાપો કાઢો છો તે ઘણે અંશે સમજણ વિનાનો છે. મૂડીવાદે સાધન વિનાનાં લોહી ચુસ્યાં છે ખરાં પણ તેમાં આપણો કંઈ દોષ છે કે નહિ તે પહેલાં આપણે જોવું જોઈએ. પૂ૦ મહાત્માજી કહે છે કે બીજાના દોષ પહાડ જેવડા હોય તેને આપણે રાઈ જેવડા કરીને જોવા. આમ કરે તેજ આગળ વધે અને સુખી થાય. તમારા કિસ્સામાં તમે વિચાર કરશો તો જણાશે કે કોઈ ધનિકે પરાણે તમને પૈસા ધીરી જમીન લખાવી લીધી નથી. તમે શોખની ખાતર ગરજ કરીને દેણું કરવા ગયા હતા.

દેણાનાં ફળ આકરાં હોય તો પણ જ્યાં સુધી થયેલ ભૂલ સુધારીએ નહિ ત્યાં સુધી કડવાં ફળ પણ ભોગવવાં જ પડે. ધનિકો ઉપર ચીડાવાથી કાંઈ ન વળે. બે જ રસ્તા છે. હાલ મોટો ભોગ આપીને કરજમાંથી છૂટી જવું કે કાયમ થોડો ભોગ આપીને બળ્યા કરવું. કાયમ કરજદાર રહેવું અને હાલ જે મોટો ભોગ લાગે છે તે ન આપવો અને પરિણામે કાયમનો થોડો ભોગ આપવો તેમાં સરવાળે તો વધારે ગુમાવવાનું છે. ખેડૂતોનાં દેવાં માટે જ્યાં સુધી નવો સરકારી કાયદો ન થાય ત્યાં સુધી ઉપર લખ્યા તે બેજ રસ્તા છે. તમે ગમે તે એક પસંદ કરી શકો છો. વાત તમારા હાથની જ છે. બધી જમીન રાખવા જતાં બધી ખોવાની જ છે થોડી રાખી સંતોષ માની, કરજવાળી તમામ જમીન ખોટ ખાઈને પણ જવા દેશો તો મહેનત કરશો તો થોડામાંથી ઝાઝી જમીન થવાનો ભવિષ્યમાં સંભવ છે. જો તમે કરજ કાઢવા પાછળ ખરેખર મરણિયા થયા હો તો આ આખરી ઉપાય બધી મુંઝવણમાંથી તમને સદાને માટે છોડવશે અને તમે વધારે નિશ્ચિંત અને વધારે મહેનતુ બનશો. એમ મને લાગે છે.

બીજું, જમીનની કિંમત ગણવી એ જ મુરખાઈની નિશાની છે. જેમ રૂના ભાવ રોજ ચડે ઉતરે છે તેમ જમીનના

ભાવ પણ ચડે ઉતરે છે એ વિચાર કરનાર સહેજે સમજી શકે તેમ છે. એટલે ઉંચા ભાવને યાદ રાખી જેમ કોઈ રૂનો વેપારી નીચા ભાવે ગાંસડી કાઢતાં ગળચવાં ગળે અને ગાંસડીઓ સંઘરી રાખે તો અંતે તે એના ગળામાં જ પડ-વાની અને વધારે ફસાવાનો તેમ જ જમીનના સારા ભાવને યાદ કરી કરજ થવા છતાં સંઘરી રાખે તેને દેવાળું કાઢયા વિના છૂટકો જ નહિ. કરજ ફેડવાનો વેપારી કે ખેડૂત માટે એક જ સોના જેવો નિયમ છે કે કાંતો આજે ખોટ ખાવ નહિ તો કાલે દેવાળું કાઢવું પડશે. એટલે જમીન આપી દેતાં ૫૦૦–૬૦૦ની ખોટ લાગે તો પણ તે ખોટનો ફટકો જ તમને ભવિષ્યમાં કરજ કરતાં બચાવશે. મને યાદ છે તે પ્રમાણે તમે વરોડામાં એમ કહેતા હતા કે લેણદાર લેણા પેટે લખી આપેલી જમીન લઈ લે તો તમે ખુશી છો. તો હવે ખુશી છો કે નહિ ? કે ઉપરાંતના રૂપિયા તમારે જોઈએ છીએ ?

આ તો મેં સામાન્ય લખ્યું છે. તેમાંથી તમને કેટલું ધ્યાનમાં લાગે છે તમે વિચારી જોશો.

બીજું મૂડીવાળાને ભાંડતાં પહેલાં તમે વિચારો કે તમે પોતે તો મૂડીવાદી નથી ને ! કારણકે પૈસા જેમ મૂડી છે તેમ જમીન પણ મૂડી છે. કારખાનું પણ મૂડી જ છે. પૈસા કે પૈસાથી ખરી-દીને પોતાની માલિકીમાં રાખેલી એવી વસ્તુ કે જેને લીધે બીજાની મહેનતમાંથી પોતે કમાણી કરી શકે તે બધીજ મૂડી કહેવાય. તમારે ૮૦–૯૦ વીઘા જમીન છે, સાથી અને મજૂરો મહેનત કરે છે અને તમે ખેતરની નીપજ ખાવ છો. એટલે તમે મૂડીવાદી નહિ તો બીજા કોણ છો ? બીજાના પરસેવામાંથી તમે પણ કમાણી કરતા હોવાથી તમને હું તો મૂડીવાદી જ ગણું. જેવા મૂડીવાદી વેપારી તેવા મૂડીવાદી જમીનદાર. તમને ખેડુ ગણવાને બદલે હું

જમીનદાર બન્યું. કારણકે જે જાતે હળ હાંકે અને મજૂરની પેઠે જ કામ કરે તે ખેડૂ. જે દેખરેખ રાખે, ફુરસદે અને લહેરની ખાતર થોડું ઘણું કામ કરી ખેતીનું મુખ્ય કામ સાથી અને મજૂરો પાસે કરાવે તે જમીનદાર. જમીનદાર એટલે મૂડીવાદી, બીજાના પરસેવા ઉપર તાગડધીન્ના કરનાર. પોતે જાતે જ બહુ કાળજીથી અને બહુ ઉત્તમ રીતે જેટલી જમીન ખેડી શકે તેથી વધારે જમીન રાખવાનું ખેડૂતથી બની જ ન શકે. વધારે જમીન રાખે એટલે જ બીજા જમીન વિનાના સાથી, ઉભડ અને ભાગવું ખેડી ખાનારા પેદા થાય છે. અને એટલે જ એક મૂડીવાદી અને બીજા તેના ઓશિયાળા બને છે. આ રીતે તમે વિચારશો તો તમને જણાશે કે તમે પોતે જ કેટલા પ્રમાણમાં મૂડીવાદી છો. અને જ્યારે તમે પોતે જ મૂડીવાદી છો એમ તમને લાગશે ત્યારે કાંતો મૂડીવાદી ઉપરનો તમારો રોશ ઘણો જ ઓછો થઈ જશે અને નહિ તો તમે પોતે મૂડીવાદી મટી સાચા ખેડૂ બનશો.

હવે તમે એ પણ સમજી શકશો કે તમારી પાસે ૯૦ થી ૧૦૦ વીઘા જમીન છે. તેટલી જમીનની માલીકી તમારી ટકી રહે એમ તમે ઇચ્છો છો. એટલે તમે સાથી અને દાડીયાની મજૂરીનો ઉપયોગ કરી તેમના પરસેવામાંથી કમાણી કરવાનું ચાલુ રાખી શકો તે તમે ઇચ્છો છો. અને તેમ તમે સારી રીતે કરી નથી શકતા કેમકે લેણદારોનો તમને ત્રાસ છે. એ ત્રાસમાંથી છૂટી તમે નિશ્ચિંતતાથી અને નિરાંતે પારકી મહેનત ઉપર જીવી શકો એ માટે કોઈ પરોપકારી માણસોની મદદ માગો છો! હું પૂછું છું કે બીજાની મહેનતનો ભોગ તમે લઈ શકો એ માટે તમને કોઈ મદદ કરે તો તેને તમે પરોપકાર કર્યો ગણો ખરા? મારી સમજ પ્રમાણે તો જાતખેડ કરી ગુજરાન કરવા માટે ૩૦–૪૦ વીઘા જમીન પૂરતી ગણાય. પણ મને ખેતીનો અનુભવ ન હોવાથી આ ગણત્રી ખોટી પણ હોય. સાર એટલો જ છે કે જાતમહેનત કરીને ખેડ કરી

શકાય તેથી વધારે જમીન તમે રાખી શકો એવી રીતે તમને મદદ કરવામાં અન્યાય જ થાય. કારણ તેથી નીતિની કમાઈ કરવામાં મદદ નથી થતી પણ પારકી મહેનતમાંથી કમાઈ કરવામાં એટલે અનીતિમાં મદદ થાય છે.

કોઈ ધનિકને પરોપકાર કરવો હોય તો તે એક કે બે આનામાં આખો દિવસ મજૂરી કરનાર ખાદી બનાવનારાને મદદ કરે કે સાથી રાખી ૮૦—૯૦ વીઘા જમીનને બાથ ભીડીને વળગી રહેનાર દેવાદાર જમીનદારને મદદ કરશે? તમારી પોતાની પાસે પૈસા હોય અને તમે મદદ કરવા ઇચ્છતા હો તો તમે પોતે ઉપલા બેમાંથી કોને મદદ કરો!

હું હજી તમારો કીસ્સો બરાબર સમજ્યો ન હોઉં એમ બને. પણ ધારો કે ખરેખર તમને તમારી ઇચ્છા પ્રમાણે મદદ કરવી તદ્દન વ્યાજબી જ છે તો પણ હું તમને એ વિચારવાનું કહું છું કે વિરમગામમાં કાંઈ જ ધંધો ન હોય, કાંઈ ઓળખાણ ન હોય. કાંઈ જમીન ન હોય, વિરમગામ સાથે કોઈ જાતનો સંબંધ ન હોય, એવો કોઈ ધનિક વિરમગામ તાલુકામાં જમીનમાં પૈસા નાખે ખરો? એવો બહાર ગામનો અજાણ્યો ધનિક તાલુકામાં જમીન ખરીદીને કરે શું? તેનો વહીવટ શી રીતે કરે? એટલે બહારગામના ધનિકને તાલુકાની જમીનમાં પૈસા નાખવાનું કહેવું એજ મને તો અણ-ઘટતું લાગે છે. હવે રહ્યા તાલુકાના ધનિકો. તેઓમાંના ઘણાખરાને તો તમે પણ જાણો છો. કોણ એવો છે કે આ સમયે પરોપકાર ખાતર જમીનમાં પૈસા નાખે?

બીજો વિચાર કરો. ધારો કે કોઈ માણસ પૈસા ધીરવા નીકળ્યો. તો તમે તેના પૈસા શી રીતે પાછા વાળી શકો એનો હિસાબ તમે કર્યો છે? કેટલા વર્ષે ધીરેલા પૈસા તમે પાછા

વાળી શકો ? તમારી જમીનમાં વીઘે હાલના ભાવ પ્રમાણે શી રકમ ઉપજે ? તેમાંથી તમારું ખેતીખર્ચ બાદ જતાં તમારા હાથમાં કેટલા રૂપીઆ રહે ? તમારું ઘરખર્ચ વર્ષ દિવસનું શું હોય છે ? ઘરખર્ચ અને ખેતીખર્ચ કાઢતાં તમારી પાસે કરજમાં ભરવા કેટલી બચત રહે છે ? આવો બરાબર હિસાબ કર્યા પછી જ તમે કહી શકો કે તમે કઈ રીતે ધીરનારને નાણાં પાછાં વાળી શકશો. મને તમારા ખર્ચના ને ઉપજના આંકડાની ખબર નથી એટલે હું કાંઈ હિસાબ કરી શકતો નથી. જો તમે મને વિગતવાર સમજાવીને તમારા ઉપજ ખર્ચના આંકડા મોકલો તો હું હિસાબ કરી શકું કે તમને ધીરવાનું કોઈને કહેવું એ જોખમકારક છે કે નહિ. વળી ધારો કે કોઈ તમને ધીરે અને તમે આગલા કરજમાંથી છૂટા થયા, પણ કોઈ વરસ નબળું આવ્યું તો તમે નવું કરજ કરો એટલે ધીરનારાનું ધીર્યું ફોગટમાં જાય, અને તમે હતા તેવાને તેવા શાહુકારના પંજામાં દાખલ થઈ જાવ. આવું ન બને તેની શી ખાત્રી ? તમે તમારા ખર્ચમાં કરકસર કરી નબળા વરસ માટે બચાવો નહિ ત્યાં સુધી તમારે નવું કરજ કરવું નહિ પડે એમ માની જ કેમ શકાય ? અને તમે તનતમહેનતથી પૂરો પરસેવો ઉતારી ખેડ ન કરો ત્યાં સુધી કેટલી વીસે સો થાય તેનો તમને અનુભવ ન થાય. અને કરકસર કરવાનો દૃઢ નિશ્ચય પણ ટકે નહિ. એટલે કરકસર જાત મહેનત અને ઉપજ ખર્ચના હિસાબસરનો વહીવટ આ બધા વિષે તમે તમારી સ્થિતિ વિગતથી જણાવો તો જ હું તમારી ખરી સ્થિતિ સમજી શકું, તો જ હું કોઈને નાણા ધીરવાનું કહેવામાં વ્યાજબીપણું છે કે નહિ અને જોખમ કેટલું છે તે બરાબર સમજી શકું. અને નાણાં ધીરનાર ન મળે તો પણ જો તમારી સ્થિતિ બરાબર સમજ્યો હોઉં તો જમીન રાખવી સારી કે ગમે તે ભોગે લેણાપેટે લેણદારોને આપી દેવી સારી એનો બરાબર વિચાર કરી શકું. તમે ચરોડામાં કહેતા હતા કે જમીનવાળા ખેડૂ કરતાં ભાગવી ખેડનાર વધારે સુખી

છે. જો તેવું જ હોય તો આપણે પણ તેવા વધારે સુખી શા માટે ન થવું ?

હું તમને મદદગાર થવા નથી ઇચ્છતો એમ નથી. પણ ઉપર મેં લખ્યું છે તેવા સંજોગોમાં તમને પૈસા આપી શકે કે જમીન ખરીદી શકે તેવો માણસ જડવાની મુસીબત છે. વળી એમ પણ હું માનું છું કે જ્યાંસુધી પોતે નુકશાનીમાં ઉતરીને પણ કરજમાંથી છૂટા થઈ શકીએ એમ હોઈએ ત્યાંસુધી બીજા પાસે મદદની માગણી કરવી એ સારૂં નથી. અને આટલા વીઘા જમીનના મીલ્કતદાર થવા માટે ગરીબીની દલીલ કરવી એ તો હસવા જેવું જ થાય. જો તમે તમારા ઉપજખરચના આંકડા અને તમે કેટલી જાત-મહેનત અને કરકસર કરી છે, અને હવે કરવા ધારો છો તે લખી મોકલશો તો તમારી સ્થિતિ ચોકખી રીતે સમજવાનું સહેલું થઈ પડશે. આગલા વર્ષમાં ખર્ચ કાઢતાં બચત કરીને કરજ પેટે સાલવાર કેટલા રૂપીયા ભર્યા તે પણ લખશો. તો ખરેખર તમને કેટલી બચત રહી શકે તેમ છે તેનો ખ્યાલ આવશે. જો જમીન-માંથી ઘરખર્ચ અને ખેતીખર્ચ કાઢતાં કાંઈ બચત રહેતી ન હોય તો નવા ધીરનારને પણ કાંઈ આપી નહિ શકાય એવું જ ઠરે. એમ હોય તો જમીન રાખવી એજ નુકશાનકારક ગણાય. એ બધુ તમારો જવાબ આવશે તો હું સમજી શકીશ.

લી.........ના

વં મા.

**ના. ક.** તમે બહુ ઝડપથી વાંચી જાવ છો. તેમ ન કરશો પણ બહુ જ ધીમે ધીમે લીંટીએ લીંટીએ વિચાર કરીને આ કાગળ વાંચશો અને ઠીક લાગે તો જવાબ લખશો. સંભારે તે બધાને વં. મા. કહેશો.

પંચગની

તા. ૨૪-૪-૩૪

**ભાઈશ્રી,**

**તમારા** પત્રનો જવાબ નીચે પ્રમાણે છે.

(૧) બાળકોનું સારૂં યા ખરાબ જેટલું નિશાળ કરી શકે છે તેના કરતાં ઘણું વધારે માબાપો કરી શકે છે જેવા માબાપના આચારવિચાર હોય તેવું બાળક શીખે છે. નિશાળની અસર ભૂંસી શકાય પણ માબાપની અસર ભૂંસી શકાતી નથી. એટલે માબાપે પહેલી ચિન્તા પોતાની રહેણીકરણીની રાખવી જોઈએ. પછી નિશાળની. આ માટે તમે દ. મૂ. બાલમંદિરે બહાર પાડેલાં ચોપાનિયાં વાંચી તે પ્રમાણે બોધ લઈ શકો. જે માબાપ પોતાના ઘરમાં માર કે ધાક ધમકી વાપરે છે તે નિશાળની ધાક-ધમકીને કઈ રીતે વખોડી શકે? એટલે ગિજુભાઈએ છપાવ્યું છે તે બધું વાંચવું જોઈએ. તેનો અમલ કરવામાં હોશિયારી કે ભણતરની બીલકુલ જરૂર પડતી નથી. પોતાનો સ્વભાવ કાબૂમાં રાખવાનું કોઈ ભણતર ન જ શિખવી શકે. એટલે તમે કે તમારાં પત્ની ઓછું ભણેલા હો તો તેનો વાંધો એ બાબતનો અમલ કરવામાં નહિ આવે.

જો તમે આટલું કરી શકો કે કરતા હો તો ચાલુ સરકારી શાળાએ બાળકને મોકલવાં કે નહિ તે સવાલ પછી વિચારવાનો રહે છે, તે પહેલાં નહિ.

ધાક વિના પૂરા પ્રેમથી બાળકોને તમે ઘરમાં રાખતા થાઓ અને ગિજુભાઈએ બીજું જે લખ્યું છે તે પ્રમાણે બાળકોની સંભાળ રાખો તો પછી સરકારી શાળાએ બાળકોને મોકલવાની કાંઈ જરૂર નથી. બાળકો લખે વાંચે અને સામાન્ય હિસાબ કરે એટલું શીખવવા પૂરતું તમે ભણેલા છો. વાંચતા કેમ શિખવવું તે ગિજુભાઈની અક્ષરજ્ઞાનની યોજનાની ચોપડીમાં બતાવેલું છે. તે પ્રમાણે કોઈપણ માણસ શિખવી શકે. વાંચતા આવડયા પછી બાળકોને લાયક ચોપડીઓ તેને વાંચવા આપીએ એટલે બાળકની અક્કલ એની મેળે ખીલશે. ઘણી સારી રીતે ખીલશે. નિશાળમાં જાણે તેના કરતાં વધારે હોંશિયાર થશે. એ ચોપડીઓ મોંઘી નથી. અને તમે ગામના છોકરાઓને પણ તેનો લાભ આપવાની ગોઠવણ કરો તો હું ધારું છું કે ગિજુભાઈ તમને બાળગ્રામ પુસ્તકાલય માટે કદાચ મફત પણ આપી શકે.

(૨) ખેતી કરવાનું મન છે એનો અર્થ હું એવો સમજું છું કે મજૂરી કરીને પેટ ભરવાનું તમે પસંદ કરો છો. જો એમ હોય અને તમને ખેતી કરવામાં પેટ ન ભરાય એમ લાગતું હોય તો પેટ ભરાય તેવો બીજો મજૂરીનો ધંધો કરવો તે વાત તમે કબૂલ કરશો. તેવો મજૂરીનો ધંધો કયો છે તે વિચારશો. દાડી કરીને જેઓ ગુજરાન કરે છે તેઓ ખેતી જેટલો જ ખાનદાનીનો ધંધો કરે છે, એમ મને લાગે છે. જો દાડી કરીએ તો તેથી પણ પેટ ન ભરાય એમ તમને લાગતું હોય તો પેટ ભરાય એવો બીજો કયો ધંધો તમે કરી શકો તેમ છો? વસ્ત્રસ્વાવલંબનનું કામ તમે સ્વીકારવા રાજી છો એટલે મને એમ લાગે છે કે તે કામમાં જાતમહેનત

કરીને પેટ ભરાય એમ તમને લાગ્યું હશે. પણ હું સમજું છું તે પ્રમાણે તે ધંધામાં વીશ રૂપીઆ મળવાને બદલે ચાલીશ રૂપીઆ મળે તો પણ તે ધંધો પેટ ભરાય એવો ઠરે નહિ. કારણ એ ખાતું કાંઇ સ્વાવલંબી નથી. ખરડો કરીને તે પગાર આપે છે. કાંઈ કામ કરનારના ઉત્પન્નમાંથી પગાર ચૂકવી શકતા નથી. એટલે વસ્ત્રસ્વવાલંબનનો ધંધો પેટ ભરાય તેવો નથી. મને તો એમ લાગે છે કે ગામડાના ઘણાખરા જાતમહેનતના ધંધામાં નજર નાખીએ તો કોઇ ધંધો પેટ ભરાય તેવો જડશે નહિ. સંસ્થાઓમાં નોકરી કરવામાં પેટ ભરાય છે એ જાતમહેનતનો આબરૂદાર ધંધો તમને લાગતો હોય તો તે પ્રમાણે તો ફંડ ફાળા કરીને ખેડુને પણ આપીએ. ખેડુને આમ ફાળા કરીને ધર્માદાના પૈસા મળે પછી જો ખેતી આબરૂદાર ધંધો ગણાય તો સંસ્થાની નોકરીથી બાંધ્યો પગાર મેળવવો એ આબરૂદાર ગણાય! આવી બાબતમાં ઘણી વાર મુંઝવણ એ થાય છે કે જાત મહેનત કરવી ને પેટ ભરવાની ચિંતામાં હરઘડી રહેવું કે સંસ્થામાં દાખલ થઈ જઇ રોટલા માટે બેફિકર બનવું? જે માણસને જે ગમે તે પસંદ કરી શકે એમ છે. કોઇને કોઇ રોકવા અધિકારી નથી. પણ મુસીબત એ છે કે એટલી સંસ્થાઓ નથી કે જેટલાને તેમાં દાખલ થવાનું મન થાય તેટલાને તે સંઘરી શકે. એટલી બધી સંસ્થાઓ નીકળી પણ ન શકે. જાતમહેનત કરવી એટલે અધભૂખ્યા રહેવું એવું ઘણે ભાગે આ દેશમાં અત્યારે છે. પણ તેવું કેમ છે અને તેવું કેમ ટાળી શકાય એ જાણવા માટે અને જાણીને દેખાડવા માટે જ વિચારવાળા માણસોએ તે ધંધામાં રહેવું જરૂરી મનાયું છે. પણ તેથી તમે પણ તેમ કરો એવું હું ન કહી શકું કેમકે તે તો "ચડ જા બેટા સૂળીએ" એના જેવું થાય.

ખરી વાત એમ છે કે હિન્દમાં શું કે પશ્ચિમના ધનાઢ્ય દેશોમાં શું, ખેતી ઉપર જ કોઇ ખેડુ નભવા ધારે તો તે બની શકતું જ નથી. પશ્ચિમના ખેડૂતો પણ ખેતી ઉપરાંત બે ત્રણ ધંધા

કરે છે, ત્યારે જ તેમનું પેટ ભરાય છે. આપણે અહિંઆ ખેતી ઉપર જ નભવા ઈચ્છીએ છીએ તે કોઇ કાળે બનનાર નથી. ખેતી અને ખેતીના બીજા ઉદ્યોગો ખેડુ કરશે ત્યારે જ વિલાયતના ખેડુની પેઠે અહિંના ખેડુનું પણ પૂરૂં થશે. પણ આવું બધું કોણ કરી બતાવે ! બીજા પણ ઘણા પ્રશ્નો ખેડૂતોને અંગે છે પણ તેનો ઉકેલ 'ખેતીમાં તો બહુ દુઃખ' એમ કહીને તેમાંથી ભાગનારાથી તો નહિ જ થાય. તેમ જેણે કોઈ દિવસ હાથમાં કોદાળી ઝાલી નથી કે છત્રી વિના બહાર નીકળ્યા નથી એવા મારા જેવા ભણેલાથી તો ક્યાંથી જ થવાનો છે ? જેને માથે પડી હોય તે વેઠે અને વેઠે તે જ રસ્તો કાઢી શકે.

લી૦.........ના

વં. મા.

## ૨૨

પંચગની

તા. ૨૮–૫–૩૪

**ભાઈશ્રી,**

(૧) **લોક**સેવકો ખર્ચાળ જીવન ગાળે છે અને ગરીબી અંગીકાર કરતા નથી એ વાત આપણા ઘણા ખરા માટે તો સાચી જ છે. તેનું કારણ આગળના જીવનની ટેવો છે. તે ટેવો ટાળવા મન થવા

છતાં ટાળી શકાઈ નથી એવા તેઓ લાચાર છે. તેનો રસ્તો એ કે જેમ જેમ ગરીબીને વરેલા સેવકો પેદા થશે તેમ તેમ આવા સેવકોનો બોજો ઘટશે. એટલે તેઓ જીવનનો ફેરફાર કરશે અથવા તો ધ્યાન બહાર પડયા રહેશે. ઝાઝી સેવાને બદલે સારી સેવાની જરૂર વધે તેમ તેમ વ્યવસ્થા ખર્ચ પણ ઘટે.

(૨) હું બહુ ઉપદેશ કરતો નથી કેમકે નાનપણથી જ બહુ ઓછા બોલો છું. વળી કહેવા માત્રથી કોઈ સુધરી જાય તેવી મને શ્રદ્ધા પણ નથી. જેને માટે આપણે ભોગ આપ્યો નથી તેને આપણા શબ્દોની અસર ન જ પડે, એમ મને લાગે છે. માણસ અજાણપણાને લીધે દુઃખી છે તેના કરતાં જાણે છે તેનો પણ અમલ કરતો નથી તેથી વધારે દુઃખી છે, એમ મને લાગે છે. હું એમ પણ વિચારૂં છું કે જાણે છે તેનો જ જે અમલ કરતો નથી તે નવી બાબતો જાણે તેનો પણ અમલ શાને કરે? નવું જાણ્યું તે વખતે તે બહુ સારૂં લાગ્યું. ઉપયોગી લાગ્યું. પણ પાછું ભૂલી જવાયું. જેણે જે પ્રશ્ન ઉપર વિચારોમાં સ્વતઃ માથાકુટ કરી છે તેજ તે પ્રશ્ન સંબંધી કાંઈપણ નવું જાણીને ઉપયોગમાં લઈ શકે. ગુજરાતીમાં કહેવત છે કે "વગર બોલાવ્યે બોલે તે તણખલાને તોલે" એ ન્યાયે પૂછ્યા વિના મારે શા માટે બોલ્યા જ કરવું જોઈએ? ઉપદેશકની પ્રવૃત્તિને હું હલકી પ્રવૃત્તિ લેખું છું. જ્ઞાનને અભાવે કોઈ સેવા કરવામાંથી રહી જાય એમ હું માનતો નથી. સેવાની આંકણી બહારના જ્ઞાનથી નહિ થઈ શકે. જેટલું પોતાપણું ભુલાય તેનાથી તે અંકાય. એટલે નવું જ્ઞાન આપવાથી કોઈ વધારે સારી સેવા કરી શકે એમ મને લાગતું નથી. એમજ હોય તો જ્ઞાનીમાં જ્ઞાની માણસ પણ સમગ્ર જ્ઞાનને હિસાબે અજ્ઞાની જ છે. સેવામાં કોઈ ત્રૂટી હોય તો તે સ્વાર્પણનીજ હોય. અને તે કોઈ કોઈના કહેવાથી આવે નહિ એટલે પણ હું બહુ કહેતો નથી. માણસ અકિંચન થઈ જાય તેથી

કોઈ સ્વાર્પણનો આંક ન કઢાય. પોતાને ત્રુટી—ઉણપ લાગે તો તેનું કારણ બહારની આવડતનો અભાવ શા માટે સમજવો ? એ દૃષ્ટિએ તો જીવ કોઈ દિવસ જંપી જ ન શકે. આપણા અંદરના સ્વભાવની ત્રુટી જ આપણને નડે છે. બહારની અણઆવડત નડતી નથી એવું જેમ જેમ આપણે અનુભવતા જઈએ તેમ આપણે સાચે ચીલે ચડતા જઈએ.

(૩) લાંબો સમય સ્થિર થઈ ને જાગ્રતિથી કામ કરવાથી સાચો મિત્ર મળી રહે.

લિ.........ના

બં. મા.

## ૨૩

પંચગની

તા. ૮–૫–૩૪

ભાઈશ્રી,

જે સંસ્થાને કાયમી આવકનું સાધન ન હોય તેમાં સલામતી (સિક્યુરિટી) ઓછી અથવા ન જ ગણાય. એટલે સલામતી અને કેરિયરને જેણે તીલાંજલી આપી હોય તેને જ મહાસભા નીચે રચનાત્મક કામ કરવાનું પાલવે. આવી તીલાંજલિ આપનાર બાબ

માગતા જ થઈ જાય છે એવું નથી. પણ એવી એની તૈયારી તો હોય છે જ. હું સમજું છું એ પ્રમાણે વિરમગામમાં તમે કામ કરવાના હોત તો પણ મહાસભાને અંગે નહિ પણ કોઈ સ્વતંત્ર સંસ્થાને અંગે હશો એટલે તમારી બાબતમાં સિક્યુરિટી વિષેનો સવાલ આકરો ન પણ બને.

સ્થળ ગમે તે પસંદ કરો તેમાં મારે કશું કહેવાનું નથી. સામાન્ય રીતે એટલું કે જ્યાં આપણું નજીક રહેઠાણ હોય ત્યાં રહ્યા હોઈએ તો વધારે સારું.

તમારા કાગળ ઉપરથી હું એટલું સમજું છું કે જે તમને સારો પગાર આપી શકે તેનું કામ કરવા તમે ઇચ્છો છો. મતલબ ધનાઢ્ય લોકો જ તે આપી શકે. ગામડિયાઓને તો પોતાને જ જ્યાં ખાવાનાં સાંસા હોય ત્યાં કાંઈ આપી શકવાની તો વાત જ ક્યાં રહી. એટલે તમે શહેરમાં વસતા માણસોને વૈદકીય મદદ કરી શકશો ખરા. સલામતીની જે વાત કરે તેની પાસે ગામડિયાઓની સેવા કરવાની વાત મૂકી જ શી રીતે શકાય? અને ટેકો આપીને માણસને આગળ ધકેલવા કરતાં જ્યારે તેનામાં વધારે ત્યાગ જાગશે ત્યારે તે અસહાયની સહાયે જશે એવી આશા રાખી વાટ જોયા કરીએ એ શું ખોટું? બાકી મારા જેવો તો એમ જ માને કે જેનાં બાવડાં સાબુત છે તેને ચાર છ આનાની દાડી તો મળી જ રહેશે. માણસને સલામતી સંસ્થામાં નથી પણ બાળકોમાં જ છે. જેને ગરીબોની સાથે રહી ગરીબી સેવવી નથી પણ આરામનું જીવન ગાળવું છે તેને બાવડાની સલામતી શા કામની?

સ્ત્રીઓની સાહજિક વાસના ઘર કરીને રહેવાની નથી પણ સંતતિની છે. બાકી ઘર કરીને રહેવાની જ કામના હોય તો તમે અને . . . બહેન એક ગામડામાં એક ઝૂંપડું લઈ મજૂરી કરો તો તે પણ ઘર જ કહેવાય. એક જ ગામડું પસંદ કરી સ્થિર થઈને

રહો ને મજૂરી કરીને જીવો તો તેને પોતાનું ઘર કર્યું ન કહેવાય? કરોડો મજૂરો રહે છે તેમને ઘર નથી હોતું? ઘર કરીને રહેવાનો અર્થ હું તો સ્થિર થઈને રહેવું અને જાત કમાઈ કરીને ખાવું એટલો જ સમજું છું. ગામડામાં રહેનાર મોજમજા ન કરી શકે પણ ખાણી–પીણીયાણી મહેનત કરે તો રોટલો ખુશીથી કાઢી શકે . . . બહેનને પૂછી જોશો કે ઘરનો અર્થ મેં કર્યો તે જ તેઓ કરે છે કે મારાથી જુદો?

ખાસી આરામથી જીવવું એવો અર્થ હોય તો હું કહીશ કે એ માત્ર સ્ત્રીઓની જ સાહજિક કામના નથી પણ માણસ માત્રની તેવી કામના હોય છે. પણ તે અજાનથી ઉપજેલી હોઈ ત્યજવા જેવી કામના ગણાય.

. . . બહેનને અસંતોષ રહેતો હશે. બીજા માત્ર એવા જ છે કે તેમાં સંતોષ ન આવી શકે. નહિતર પોતાની પત્નીને સંતોષવા ખાતર જીવનમાં નમતું મૂક્યું હોય તેને પૂછી જોશો કે પછીથી તેની પત્નીને હંમેશ સંતોષ રહ્યો છે કે બીજા અસંતોષની બાબતો ઉત્પન્ન થઈ છે. જીવનનું ધ્યેય જો પત્નીઓને સંતોષ આપવાનું જ હોત તો કેવું સારું થાત?

આટલું તો મેં તમારો કાગળ પાસે રાખ્યા વિના લખી નાંખ્યું. હવે કાંઈ રહી જતું હોય તો વાંચીને લખું છું.

'સાધક કોટીના જીવો જેને આત્મસુધારણા અર્થે જ સેવા કરવી છે' તેઓએ સ્થળને મહત્ત્વ આપવાને બદલે સોબત અને વાતાવરણને વધારે મહત્ત્વ આપવું જોઈએ. આગળ ધપાવે તેવો સહવાસ મળે તે સ્થળ ખાસ પસંદ કરવું.

મારું ઘર એટલે સ્થિર જીવન ગળાય તેવું સ્થળ પસંદ કર-વાથી........ બહેનને સંતોષ થતો હોય તો જરૂર તેવું સ્થિર

જીવન પસંદ કરવું. પણ તે ઉપલા ફકરામાં લખી તેવી અનુકૂળતા વાળું હોવું જોઈએ. જ્યાં રહીએ ત્યાં ભીખ માગીને ખાવાનું નથી પણ થોડો કે વધારે પગાર મળવાનો છે. સ્થળ વધારે સારું એટલે વધારી સારી સોબતવાળું કે વધારેમાં વધારે ગરીબ લોકોના સમાગમમાં રહેવાય તેવું મળતું હોય તો જરા ગરીબી વેઠીને પણ તે પસંદ કરવામાં ધર્મ છે. મજા અને સુખસગવડવાળી પરિસ્થિતિમાં 'સાધક'ને ચડવા કરતાં પડવાનો વધારે સંભવ છે. બાકી જેને આવડામાં વિશ્વાસ છે તેને પગારની કયાં પડી છે? મહાસભાના સેવક રહેવાની કાંઈ જરૂર નથી. પણ ગરીબના સેવક રહેવાની જરૂર નથી એમ કેમ લખી શકું? એકના એક દિકરાની કે પત્નિની વિષમ સ્થિતિમાં નજર નાંખતાં પણ કોઈ દવા કરનાર ન જડે એવા ગામડાના કોઈ હૃદયને તમે કલ્પી શકો છો? એવા લોક જે નિઃસાસા નાંખે તેની યાદ ગરીબીને લીધે . . . બહેન નિઃસાસા નાંખ્યા કરે તેને ભુલાવી શકે તો હું કહીશ કે ગામડામાં ગરીબી છે છતાં નચિંતતા પણ છે. 'મારું ઘર' પણ છે.

આ માટે વિરમગામ જ પસંદ કરવું એવું કંઈ નથી. પૃથ્વીના પટ પર ગમે તે ગામ પસંદ કરી શકો છો.

આ તો બધી આદર્શ વાતો થઈ. પણ બીજાના ટેકા વિના તમે જેટલા ત્યાગમાં ટકી શકો તેટલા ત્યાગવાળું જીવન પસંદ કરી શરૂઆત કરી શકો છો. અને જો સારા વાતાવરણવાળું ક્ષેત્ર પસંદ કર્યું હશે તો તમે બંને વધારે અને વધારે ત્યાગી બનતાં જશો એવી મને આશા છે.

......બહેન કાંઈ લખે તો હું જવાબ આપું. બાકી વગર પૂછે ઉપદેશ આપું એવો નકટ હું નથી.

લિ૦......ના
વં. મા.

વઢવાણ શહેર તા. ૧૦-૧-૩૫

ભાઈશ્રી,

**તમે** પૂછેલ પ્રશ્નના અનુસંધાનમાં મેં લખ્યું છે તે મને સાંભરતું નથી. પણ મારો તે બાબતનો વિચાર શો છે તે ફરીથી જણાવું એટલે કામ સરશે એમ ધારું છું. એક જ જાતના સંજોગોમાં જો કોઈ દિવસ તમને આનંદમાં જતો હોય અને કોઈ દિવસ મગન ન આવતી હોય તો સુખનો આધાર માનસિક સ્થિતિ ઉપર છે એવું કહી શકાય. બહારની સ્થિતિ સુધરે તોપણ તેથી જ સુખ મળતું જાણ્યું નથી. કેમકે અમેરિકાનો મજૂર અહિંના સાધારણ રીતે સુખી માણસ જેટલો સંપન્ન હોવા છતાં દુઃખને રડે છે. સારી સમાજવ્યવસ્થા રચી રાજસત્તા વડે કરોડો ગરીબોને વધારે સાધન સંપન્ન અને ભણેલા કરી શકાય, પણ તેમનું સુખ કેટલું વધારી શકાય તે એના ઉપરથી નક્કી ન થઈ શકે. ધારો કે હિંદના અત્યારનો દરેક ગરીબ માણસ સ્વરાજ્ય મળ્યે હાલના મધ્યમ વર્ગ જેટલો સંપન્ન થાય તો તેથી જેમ હાલનો મધ્યમ વર્ગ દુઃખ અનુભવે છે તેમ તે પણ એક યા બીજી જાતનું દુઃખ નહિ અનુભવે એમ ધારી ન શકાય. એટલે દુઃખ રહેશે એ તો છે જ. આજ

છે તે પ્રકારનું નહિ તો બીજા પ્રકારનું. તે તો વૈરાગ્ય થતાં જ ટળી શકે. તે સિવાય ન જ ટળે. દુઃખ રહેવાનાં એ વિચાર અસહ્ય નથી, પણ દુઃખ ટાળવાનો પુરુષાર્થ ન રહે એ અસહ્ય છે. પુરૂષાર્થ બે માર્ગે કામ કરી શકે; એક બાહ્ય સંજોગો ફેરવવાને માર્ગે, અને બીજું આત્માને જાગ્રત કરવાના માર્ગે. શરીરનો વિકાસ અને આત્મઉન્નતિ થાય તેવી સમાજ વ્યવસ્થા રચવામાં જેટલાં વિઘ્ન હોય તે ટાળી શકાય અને તે વિઘ્નોનેજ જો આપણે દુઃખ માનતા હોઈએ તો તે દુઃખ ટાળી શકાય. પણ દુઃખ તેટલુંજ નથી. એ વિઘ્નો દૂર કર્યા છતાં આત્માની મૂર્છાને લીધે જે દુઃખ રહેવાનું તે તો રહેવાનું જ. એને દુનિયામાંથી ટાળવું અશક્ય છે એમજ કહેવું પડે છે. એતો પ્રત્યેક જીવના પુરૂષાર્થ ઉપર જ અવલંબે છે. જેટલે અંશે બાહ્ય વ્યવસ્થા શારીરિક વિકાસ અને આત્મભાનના માર્ગમાં નડે છે, તેટલે અંશે તેને ઉથલાવી જોઈએજ. પણ એટલેથી માણસ માત્ર સુખી થઈ જશે એમ કલ્પવું એ ખોટું છે. સુખ માટે તે સિવાય પણ એક સ્વતંત્ર બાબતની આવશ્યકતા છે. એ આપણે યાદ રાખવું જોઈએ. અને એ માણસ બહારથી આપી શકતો નથી.

લિ૦ . . . . ના
વં. મા.

વઢવાણ શહેર

ભાઈશ્રી,

તમે જે વિષે મત પૂછ્યો છે તે વિષે મારો અભિપ્રાય નીચે મુજબ છે.

૧. ગામડાંમાં રહેનારે કોઈ સંસ્થાના પગારદાર તરીકે રહેવું કે પગાર લીધા વિના રહેવું? તેનો જવાબ એ છે કે પગાર લીધા વિના રહી શકાય તેમ હોય એટલે કે પોતાના ખરચના પૈસા બીજે ક્યાંયથી મેળવવાનું બની શકે તેમ હોય તો તેટલા પૈસા તે રીતે મેળવી જે સંસ્થા નીચે કામ કરવાનું હોય તેને દર માસે આપી જવા અને તે સંસ્થાના પગારદાર તરીકે રહી તેનો પગાર ખાવો અને કામ કરવું.

૨. જો નિર્વાહના પૈસા બીજે ક્યાંયથી મેળવવાના ન હોય અને કોઈ ધંધો કરીને આજિવિકા ચલાવી શકે તેમ હોય તો તે એનકે સંસ્થાના પગારદાર તરીકે ન રહેવું પણ સ્વતંત્ર રીતે ગામડાંમાં બેસીને કામ કરવું.

૩. જો નિર્વાહ ધંધો કરીને ચલાવી શકાય તેમ ન હોય કે કોઈ અન્ય સ્થળેથી પણ મેળવવાનો ન હોય તો જે સંસ્થા નીચે કામ કરવાનું હોય તેનો પગાર લઈને પગારદાર તરીકે ગામડાંમાં કામ કરવું.

બીજો રસ્તો ઉત્તમ છે. પહેલો મધ્યમ છે અને ત્રીજો છેવટનો છે.

લિ૰.........ના

વં. મા.

પોરબંદર

તા. ૨૨–૪–૨૬

ભાઈશ્રી,

તમારા તરફથી છાપેલું હસ્તપત્ર મળ્યું હતું. તમે ગામડાંમાં કામ કરવા યોજના કરી છે તે બરાબર છે. કામ કામને શીખવે છે. એટલે માણસ લાગ્યો રહે અને વિચારપૂર્વક નિરીક્ષણ કરતો રહે તો આવડતનો સવાલ રહેતો નથી. વળી મોટાં પરિણામથી આશા ન રાખે અને જીવનનો સદ્વ્યય થાય છે એટલા એક જ વિચારથી સંતોષી રહી શકે તેને તો આવડતનો પ્રશ્ન જ ઉભો થતો નથી. કારણકે લોકોની સુખાકારી કેટલી વધી એ ગજથી આપણું કામ માપવું તેના કરતાં આપણા સમય । આપણે સદુપયોગ કર્યો છે કે દુરુપયોગ એ માપ વધારે શાંતિ દેનારૂં છે.

લિ.........ના

વં. મા.

**વઢવાણ શહેર**

તા. ૩૦–૧૨–૩૬

**ભાઈશ્રી,**

પરણ્યા પછી રામકૃષ્ણ દેવની પેઠે રહી શકાય એ વિચાર તો મનને ફોસલાવવા પૂરતો જ ઉપયોગનો છે. સિવાય કે તમારા કરતાં પણ વિશેષ જાગ્રત અને દઢ સંકલ્પવાળી કોઈ સંસ્કારી બહેન સાથે તમારો સંબંધ જોડાય.

બાકી તો અભણ, અર્ધ સંસ્કારી ગામડીઆ સેવાભાવથી ગામડે ગામડે જડશે ત્યારે લોકોનો ઉદ્ધાર થશે. એવા એક ગામડિયા બનવાનું પણ નશીબમાં ક્યાંથી ?

લિ० . . . . ના

વં. મા.

પંચગની

ભાઈશ્રી,

તમારી વિચારસરણી મને યોગ્ય લાગતી નથી. લોકોનું કામ કરવાનો નિશ્ચય કરાય પણ ન કરવાનો નિશ્ચય સાંભળ્યો નથી. એકજ કામ કરવાનું શરૂ કરો ત્યારે હાલ જેટલો સમય આપો છો તેટલોજ કે તેથી વધારે નિયમિત રીતે આપતા થાવ. પછીથી બીજા કામમાં માથું ન મારવાનું ઠરાવો તો કંઈક ઠીક, બાકી નવું કામ શરૂ કર્યા પહેલાં માત્ર શું કામ કરવું તેના વિચાર ખાતરજ લોકોનું કામ છોડવું વ્યાજબી નથી.

સ્વભાવભેદ અને વિચારભેદ હરકોઈ માણસને તેના સાથીઓ સાથે રહ્યાજ કરે. જાહેર કામોજ એવાં છે કે એક માણસથી થાય નહિ. અને ઝાઝા માણસોમાં બધાં સરખાં સ્વભાવ કે શક્તિ-વાળાં હોય નહિ. પરિણામની અધીરાઈને લીધે બધા માણસો મારા જેવા કેમ ન થાય. એમ લાગે પણ તેમ બનતું જ નથી. જેવું કામ થાય તેનાથી સંતોષ માની કામ કરનારાઓની ઉણપો હોવા છતાં સાથે ચાલતાં અને પોતે વધારેમાં વધારે કામ ઉપાડી

લેતાં શીખવું જોઈએ. આપણે એમ માનીએ છીએ કે કામ ઊણું થાય તે સાથીઓની ઓછી લાયકાતને લીધે અને એ ઉણપની જવાબદારી મારી ઉપર પણ ભોગે પડતી આવે છે. એવા વિચારે આપણા સાથીઓની સોબત છોડવા આપણે લલચાઈએ છીએ. પણ જે માણસ પોતે પોતાની બનતી મહેનત કરી છૂટે છે તેણે ઉણપથી ડરીને ભાગવું ન જોઈએ. વ્યકિતની જવાબદારી અને સમષ્ટિની જવાબદારીના ભેદ સમજવો જોઈએ. જે કામના પરિણામના અસંતોષને લીધે આપણને નીકળી જવાનું મન થાય છે તે કામનું પરિણામ આપણા નીકળી જવાથી બધાને સારૂં નહિ આવે એમ અંદર અંદરથી આપણને લાગે છે. છતાં ઉણપની જવાબદારીમાં હિસ્સો ન લેવાના ડરથી જ આપણે ભાગીએ છીએ. પ્રજાના હરકોઈ માણસની ત્રુટીમાં આપણી જવાબદારી સાથે ન હોઈએ તોપણ છે જ એ સમજવું અઘરૂં છે.

લિ.........ના

વં. મા.

૨૯

પંચગની

ભાઈશ્રી,

ગીતાના ૭૦૦ શ્લોકમાંથી બહુ થોડા શ્લોકોના અર્થ જ હું કરી શકયો છું. અને જ્યાં સુધી આખું પુસ્તક કડીબંધ ન સમજાય ત્યાં સુધી છૂટક શ્લોકના અર્થ ખોટા પણ હોઈ શકે. એટલે

તેના ઉપર બહુ મહત્ત્વ ન આપી શકાય. વળી મને એમ પણ લાગે છે કે ઘણું વાચન બહુ સારું કે ઉપયોગી આપણને લાગે છે અને તેમાં આનંદ કે મગ્ન પણ અનુભવાય છે પરંતુ તે વાંચ્યા છતાં આપણાં જીવન તો હતાં તેવાંને તેવાં જ ચાલ્યાં જાય છે. એટલે એ જોતાં મને લાગે છે કે જેટલું માણસ પોતે જ વિચારે તેટલું જ તેને ઘડે. બીજાના વિચારો માણસને ઘડવામાં બહુ ઓછા કામ આવે છે. મને એમ પણ લાગે છે કે હરકોઈ માણસ જો વિચાર કરવાના નિશ્ચય પર અડગ રહે તો પોતાની મેળે જ ગીતા પણ સમજી શકે. એટલે હું બીજાના અર્થો વાંચવા કરતા સ્વાધ્યાય ઉપર વધારે ભાર મૂકું છું. છતાં કોઇ અધ્યાય પૂરો થશે ત્યારે તમને લખી મોકલીશ.

લિ. . . . .ના
વં. મા.

૩૦

**ભાઇશ્રી,**

આપનો પત્ર મળ્યો. તે વાંચીને મને નીચે પ્રમાણે લખવાનું સૂઝે છે.

જીવન સ્વાશ્રયી બનાવવાનું આપે લખ્યું પણ સ્વાશ્રયી જીવનનું ધ્યેય રાખવામાં ખૂબ કાળજી ન રહે તો સંકુચિત જીવન થાય. હિંદુ લોક જ એટલો બધો મર્યાદાપ્રિય છે કે જો તેની સામે સતત વિશાળ દૃષ્ટિ ન રહે તો ટૂંકા ટૂંકા ચોળ બાંધીને બેસવા

માંડે. એટલે સ્વાશ્રયી જીવનના ધ્યેયમાં સંભાળવાનું ઘણું રહે છે. ખરી રીતે તો માણસ સ્વાશ્રયી બની શકે જ નહિ. કેવળ સ્વાશ્રયી કુદરતી નિયમ નથી. માણસ અન્યોન્યાશ્રયી જ રહે. એ અન્યોન્યાશ્રયીપણું ગેરવ્યાજબી કે અન્યાયી ન થાય એટલું જ આપણે જોવાનું. હાલમાં જે પરાધીન જીવન છે તે ધ્યાનમાં લાવવા ખાતર જ સ્વાશ્રયને શોર બકોરથી આગળ કરવામાં આવે છે પણ પરાધીન જીવન રાખે તેને તો સ્વાશ્રયી જીવનનું ધ્યેય ગૌણ બની જાય.

વળી જ્યાં સુધી મિત્ર પાસેથી પણ ( કમાણી નથી એવી ) મદદ લેવી પડે ત્યાં સુધી સ્વાશ્રયી જીવન કહેવાય પણ નહિ.

આપ જે સ્થિતિમાં રહેવા માગો છો તે યોગ્ય શબ્દોમાં જો મૂકી શકયા હોત તો સ્વાશ્રયી જીવન કહેવાને બદલે શ્રમજીવી જીવન કહેત. એજ યોગ્ય શબ્દ છે. અને આપ પણ તેજ કહેવા માગતા હશો એમ હું સમજું છું.

હરકોઇ કારીગર કમાણી તરફ નજર રાખે એ સ્વાભાવિક છે. તેમાં પણ જે ધંધામાં માંડ આજિવિકા નીકળે તેમ હોય તેમાં તો ખાસ કમાઇ તરફ દૃષ્ટિ રહે. અને એમાં પાછું પગભર ( સ્વાશ્રયી ) જલ્દી થવાની ઇચ્છા ભળે એટલે તો પૂછવું જ શું ? પણ તેમ છતાં કારીગર ધંધાને વધારે ઊંચો લાવવા મથે અને કમાણીનો ભોગ આપવો પડે તો પણ આપે એજ કારીગરની લાયકાત ગણાય. આથી હું એમ કહેવા માગું છું કે ખાદી ઉત્પત્તિનું કામ વધારે ધપે એમ હોય અને એમ કરવામાં સ્વાશ્રયીપણાને ન પ્રાપ્ત કરી શકાય એમ લાગે તો તેવા સંજોગોમાં સ્વાશ્રયીપણાનો મોહ જતો કરવો જોઇએ અને ખાદી ઉત્પત્તિને વધારે સંગીન બનાવવી જોઇએ.

ખાદી ઉત્પત્તિ વિષે હું કંઈ જાણતો નથી. એ બાબતમાં કંઈપણ લખવાની મારી લાયકાત નથી. છતાં જો કાંઈ લખું તો તે બીનઅનુભવીની કાલ્પનિક દલીલો જ હશે. એટલે હું કંઈ લખું તેથી આપને ફાયદો તો નહિ થાય પણ મને તેથી ખાદી વિષે શીખવાનું મળશે તેથી અહિ થોડું લખું છું.

છેલ્લા પૂ. બાપુજી ઓરિસ્સામાં પગે ફરતા હતા ત્યારે ખાદી ઉત્પત્તિના ગાઢ સમાગમમાં આવ્યા. બાદ તેમણે ખાદી ઉત્પત્તિની પ્રવૃત્તિમાં દિશા પલટો કરનારી કેટલીક સૂચનાઓ ખાદી—ઉત્પત્તિ કેંદ્રોમાં મોકલી હતી. તેનો ઉલ્લેખ છેલ્લી ખાદી—પત્રિકામાં અગ્રલેખમાં હતો. તે વાંચીને અથવા મળે તો અસલ સૂચનાઓ મેળવીને વાંચશો તો આપને જાણવાનું મળશે.

ખાદી ઉત્પત્તિ ફેલાતી નથી તેનું કારણ કાંતવાની મંદગતિ અને પરિણામે કાંતનારની ઓછી આવક છે. એટલે દરેક કાંતનાર પોતાની પુણી જાતે જ પીંજીને બનાવે તો જ કાંતનારના હિસાબમાં વખતને હિસાબે કંઈક સારી રકમ ઉમેરાય અને કાંતનારની સંખ્યા વધે. એટલે આપે પુણી કરવામાંથી કમાઈ મેળવવા ધાર્યું છે તે મને વ્યાજબી લાગતું નથી. કાંતનારના હિસ્સામાંથી સારો ભાગ આપ પડાવી લેતા હો એવું મને લાગે છે. આપ એક માસે એક મણ રૂની પુણી કંતાવવા ધારો છો. એટલે દરરોજની સરેરાશ સવાશેર પુણી તમે કંતાવવા ધારો છો. એટલે એ રીતે હું ધારૂં છું તેમ તમે બહુ બહુ તો ૧૦ રેંટિયાને ચાલુ કામ આપી શકો. એ દસ કાંતનારને આપે પીંજતાં શીખવવું એ વણકર તરીકે નહિ પણ ખાદીના ધંધાદારી તરીકે આપનો મુખ્ય ધર્મ છે એમ મને લાગે છે. એ રીતે કમાણીમાં કાપ પડે પણ ખાદીની ઉત્પત્તિ વિષે આજ સુધીના અનુભવે જે શાસ્ત્રીય જણાયું છે તે તે છે અને ખાદીના હિતમાં આપે પણ તે પ્રમાણે જ કરવું જોઈએ. તે દસે

કાંતનાર જો પીંજણ ન વસાવી શકે તો આપે આપની પીંજણ વાપરવા આપવી જોઇએ અને શીખવામાં જે અર્ધો મણ કે મણ રૂ બગડે તે મણ આપે જ આપવું જોઇએ. જો મિત્ર પાસેથી આપના ખર્ચ માટે પંદર રૂપિયા માસિક મેળવી શકો છો તો તે જ મિત્ર પાસેથી એક પીંજણ અને આ અર્ધો મણ રૂના પૈસા તમે વિનવો તો મેળવી શકો એમ મને લાગે છે.

બીજું મને લાગે છે કે ખાદી ઉત્પત્તિની જે નવી નીતિ પૂ. બાપુજીએ સૂચવી છે તે પ્રમાણે ખાદી ઉત્પત્તિમાં ભાગ લેતા હરેક માણસે ખાદી જ પહેરવી--વાપરવી જોઇએ. એટલેકે તેમને મજૂરી પેટે રોકડા પૈસા આપવાને બદલે ખાદી આપવી જોઇએ અને તેટલા પૂરતી ખાદી આપ્યા બાદ જ રોકડા પૈસા આપવા જોઇએ. ઘરનું સૂતર કાંતી, જાતે વણાવી ખાદી પહેરતા હોય તો જ કાંતનારને રોકડા પૈસા આપવા. એટલે કે કાંતનાર હરેક ખાદીધારી હોવો જોઇએ. આ બાબત લક્ષમાં રાખી આપ શું કરી શકો છો તે આપે જોવું જોઇએ.

વળી કોઇ ત્યાંનો વણકર હાથ સૂતર વણવા તૈયાર થાય તેમ હોય તો પહેલું તેને સૂતર પૂરૂં પાડી પછી સૂતર વધે તો આપે વણવું જોઇએ. પણ તે વણકર ખાદીધારી બને તો જ કામ આવે. એટલે નવા વણકરને જેમ હાથ સૂતર વણવાનું સમજાવવાનું રહે છે તેમ ખાદીધારી થવાનું પણ સમજાવવાનું રહે છે. આ બન્ને વાતો સમજાવી ચાલુ વણકરને આપ ખાદી ઉત્પત્તિમાં ભેળવી શકો તો તેને સૂતર પૂરૂં પાડતાં વધે તો જ આપ વણકરનો ધંધો કરી શકો.

ત્યાં કાંતનારા મળી રહેશે એમ આપની ગણત્રી હશે. એટલે કે એ ખાદી ઉત્પત્તિનું યોગ્ય કેંદ્ર આપને લાગ્યું હશે. એમ હોય તો જેમ ખાદી વધારે ઉપજે તેમ કરવા તમારો પ્રયત્ન હોવો

જોઈએ. પણ ઉપલા નિયમો પળાવીને. આમ કરવા જતાં આપ વણકર મટી વ્યવસ્થાપક બની પડો તો તે ઇષ્ટાપત્તિ માની સ્વીકારી લેવી ઘટે.

જો ઉપર પ્રમાણે ખાદી ઉત્પત્તિ માટે ત્યાં અવકાશ નથી એમ આપને લાગે તો આપે પહેલાં કરતા તેમ ખેડૂતોના સૂતરને વણવાનું કામ કરવું એ યોગ્ય છે. તેમાંજ પૂ. મહાત્માજીએ સૂચવેલ નવી નીતિ પળાશે. અને આટલા અનુભવને અંતે પૂ. મહાત્માજીએ ખાદી ઉત્પત્તિની નવી નીતિ ઘડી તે સ્વીકારવામાં શ્રેય હશે એમ આપણે સ્વીકારવું જોઈએ.

ફુરસદના સમયમાં શી સેવા કરવી તેનો જવાબ એ છે કે જે કોઈ જે બાબતમાં આપણી મદદ માગવા આવે તેને તે આપવી. તે ઉપરાંત ખાદીધારી બનાવવા. કાંતવાં, પીંજવા, વણવાનું કામ કરતા હોય તેમનાં રાચ સુધારી આપવાં અને તેમને ઉપયોગી સલાહ સૂચના આપવી.

લિ૦.........ના

વં. મા.

## ૩૧

પંચગની

ભાઈશ્રી,

કેટલાક કહે છે કે કોઈપણ ધંધો કરીને પોતાનું ખર્ચ મેળવવું અને બાકી રહેતા સમયમાં બને તેટલું સમાજ હિતનું કામ કરવું એ વધારે સારું. જ્યારે બીજાઓ કહે છે બધો સમય જાહેર કાર્યમાં

મળાવે અને પોતાનું ખર્ચ કાઢવા કોઈપણ સંસ્થાના પગારદાર બનીને રહેવું એ વધારે સારું. એવી પણ દલીલ સંભળાય છે કે બાંધેલ પગારે ગામડાંઓમાં કામ કરીએ તો લોકોને આપણા કામની છાપ ઓછી પડે. પણ જો ધંધો કરીને સાથે સાથે કામ કરીએ તો ગામડાંના લોકોની લાગણી વધારે પ્રમાણમાં જીતી શકાય.

આવી દલીલોની અંદર બન્ને પક્ષે એટલું તો સ્વીકારેલું જ હોય છે કે કામ કરનારને જેટલું ઘર ખર્ચ અવસ્યક છે તે તેને મળવું જોઈએ અને એ મળે તેમાં કાંઈ ખોટું નથી. માત્ર તે ખર્ચ કેવી રીતે મળવું જોઈએ એ પ્રશ્ન ઉપર જ મતભેદ છે. ધંધો કરીને મેળવનાર જાહેર કામમાં ઓછો સમય આપી શકે એવો સંભવ છે. પગારદાર વધારે સમય આપી શકે એ દેખીતું છે. ધંધો કરીને કમાનાર વ્યાજબી રીતે પૈસા મેળવે છે એમ ગણાય છે. પગારદાર ધર્માદાનું ખાય છે એવી છાપ રહી જાય છે. ધંધા પાછળ વખત જાય એટલે સ્વાર્થ ખાતર વખત કાઢયો એવી સમજણ છે. સંસ્થામાં કામ કરનારનો બધો વખત સામાજિક કાર્યમાં જાય છે એવું માની લેવામાં આવે છે. ધંધો કરીને કમાનારના ધંધાના સ્થળ, કામના બંધન તેની સેવાને મર્યાદિત કરે છે. પગારદાર આ રીતે બંધન મુકત. આ બધું બન્ને પક્ષના વિચારનારાઓને માન્ય છે. છતાં પ્રશ્ન રહે જ છે કે કઈ રીતે કામ કર્યું હોય તો સારું? ધંધો કરતાં કે પગારદાર બની ને?

આવો સંશય મનમાં રહ્યા કરે છે: કારણ મનમાંથી એ અસર જતી નથી કે,

(૧) પગારદાર રહીને લોકોમાં કામ કરવાથી લોકો ઉપર સેવાની એટલે કે ત્યાગની ઓછી છાપ પડે છે;

(૨) દુનિયાના ચાલુ ધંધામાંનો કોઈપણ એક ધંધો કરીને કમાઈએ તે હક્કપૂર્વક મેળવેલું અને સંસ્થાના ફંડમાંથી પગારરૂપે મેળવીએ તે ધર્માદાનું મેળવેલું લાગે છે.

(૩) ધંધામાં ખર્ચેલો વખત સ્વાર્થમાં ખર્ચેલો અને સંસ્થાના કામમાં ખર્ચેલો વખત સેવામાં ખર્ચેલો લાગે છે.

આ ત્રણે મુદ્દાનો વિશેષ વિચાર કરવાનો આ લખાણનો ઉદ્દેશ છે. ધંધાનું વિચારીએ તો ભંગી કે ખેડૂતનો ધંધો સ્વાર્થનો ધંધો છે, એ સમાજસેવા નથી એમ કોઈપણ છાતી ઠોકીને નહિ કહી શકે. તેવું જ ઘણા ધંધા વિષે છે. એટલે પોતાના ધંધામાં વખત ખર્ચવો એ સ્વાર્થના કામમાં વખત ખર્ચ્યો માનવો અને જાહેર સંસ્થામાં કામ કરવાના ધંધાને જ સેવાનું કાર્ય માનવું એ વ્યાજબી ન જ કહેવાય. છતાં લોકો તો એમ જ માને છે કે પોતાનો નિભાવ કરવા માટે કોઈ માણસ ધંધામાં જેટલો વખત રોકે તેટલો વખત તે સેવા નથી કરતો. આપણને પણ ઊંડે ઊંડે એમ જ લાગે છે. તેનું કારણ શું?

કોઈપણ ધંધો પ્રમાણિકપણે કરીને કમાઈએ તે વ્યાજબી કમાણી અને ફંડ-ફાળો કરીને પગાર મેળવીએ તે ધર્માદાની કમાણી એવા ખ્યાલને આધાર શો છે? ધંધો કરનાર પણ અમુક વખત મહેનત કરે છે. તેના બદલામાં તેને પૈસા મળે છે, સંસ્થામાં કામ કરનાર પણ તેટલો અથવા કદાચ વધારે વખત મહેનત કરે છે. તેના બદલામાં તેને પૈસા મળે છે. બન્ને મહેનતનું-કામનું વળતર હોઈ સરખું જ વ્યાજબી વળતર છે. છતાં લોકો એક ને ન્યાયસરની વ્યાજબી કમાઈ અને બીજાને ધર્માદાનું દાન સમજે છે. અને આપણને પણ તેવું જ કંઈક ઊંડે ઊંડે લાગે છે તેનું કારણ શું?

ત્યાગની લોકો ઉપર છાપ પડવાની બાબત લઈએ તો ધંધો કરીને ત્રીસ રૂપીઆ કમાઈ ખર્ચનાર અને પગારમાં ત્રીસ રૂપીઆ કમાઈને ખર્ચનાર બન્નો, ત્રીસ રૂપીઆ જેટલો ભોગ પૂરો પાડી શકે તેટલો સરખો જ ભોગ ભોગવે છે. ધંધો કરનારનો રૂપીઓ જેટલા વાર કાપડ, જેટલા શેર ઘી લાવી શકે તેટલા જ વાર કાપડ અને તેટલું જ ઘી, પગારદારનો રૂપીઓ પણ લાવી શકે છે. એટલે ત્રીસ રૂપીઆ મેળવનાર બન્ને ભોગમાં એટલે પરિણામે ત્યાગમાં પણ સરખા જ છે, છતાં એકની સેવામાં ત્યાગની અસર પડે અને બીજાની સેવામાં તેટલી ત્યાગની અસર ન પડે, એ આમ હિસાબ કરીને જોતાં માની શકાય તેવું નથી. છતાં આપણા ઘણા ખરાનો અનુભવ છે કે લોકોના હૃદય ઉપર બન્નેની અસર જુદી જુદી પડે છે. તેનું કારણ શું ?

કારણએ કે દરેક રૂપીઆની આર્થિક કિંમત સરખી જ હોવા છતાં તેની નૈતિક કિંમત જુદી જુદી હોય છે. લોકો પૈસાની નૈતિક કિંમતનો આ ખ્યાલ સ્પષ્ટપણે સમજતા નથી. છતાં કાર્ય–કારણ–પરિણામનો સંબંધ સમજ્યા વિના પણ જેમ કોઈપણ નૈતિક સિદ્ધાંત મનુષ્યના હૃદયને અજાણપણે અને આપોઆપ અંતર પ્રેરણા આપી શકે છે અને બુદ્ધિની મદદ વિના જ તેના હૃદયમાં ખરા ખોટાનો ભેદ પરખાવી શકે છે તેમ પૈસાની નૈતિક કિંમતના આ સિદ્ધાંતનું પણ છે. પૈસાની નૈતિક કિંમત વિષે કાંઈપણ નહિ સમજ્યા છતાં આ સારું અને આ ખરાબ એમ માણસ જાણી જાય છે. આ સિદ્ધાંત વિષે રસ્કિને મજૂરોને ઉદ્દેશી જે પત્રો છપાવેલા છે તેમાં બહુ સુંદર રીતે લખ્યું છે. એમાંનું થોડું ઘણું જાણવાથી આપણે આપણા પ્રશ્નો વધારે સારી રીતે સમજી શકશું.

અર્થશાસ્ત્રીઓ કહે છે કે નાણું એટલે વિનિમયનું એક જડ સાધન. પાલી ભરીને દાણાને બદલે પાલી ભરીને બોરાં મળે

તો એવી આપેલેમાં જેવી પાણીની ઉપયોગિતા, તેવી નાણાંથી વ્યવહાર ચાલતો હોય ત્યાં નાણાની ઉપયોગીતા.

જેમ એક સ્થળના દરેક માણસની પાણી સરખી જ હોય છે તેમ દરેક રૂપીઓ પણ સરખો જ હોય છે.

પરંતુ જો કે દરેક રૂપીઆ ઉપરની મહોર એક જ જાતની હોય છે અને વેપારની દૃષ્ટિએ દરેક રૂપીઓ સરખો જ માલ ખરીદી શકે છે, છતાં નૈતિક દૃષ્ટિએ દરેક રૂપીઆ ઉપરની મહોર તેને વાપરનારની સંસ્કારિતા પ્રમાણે વિવિધરૂપ ધારણ કરે છે અને વિવિધ પ્રકારની નીતિ પેદા કરી શકે છે.

રૂપીઆ અપીને હરકોઇ વસ્તુ મેળવવી, જેની જરૂર હોય તે જ્યાં સુધી રૂપીઆ આપીને ખરીદાય ત્યાં સુધી તેમાં કાંઈ ગેર-વ્યાજબી નથી, અને રૂપીઆ આપ્યા વિના—એટલે કે ચોરી કરીને માલ લે તો જ માણસ અનીતિમાન અને ગુનેહગાર ગણાય

એવું ચાલુ અર્થશાસ્ત્રનું શિક્ષણ આપણા સમાજમાં રગે રગે વ્યાપેલું છે. અને આપણું નીતિનું ધોરણ પણ અર્થશાસ્ત્રની આવી માન્યતા ઉપર રચાએલું છે.

જે વસ્તુની માણસને જરૂર હોય તે બજારમાંથી મળવાને બદલે જો વસ્તુની કિમત મંદિરમાં દેવ પાસે ધરવાથી દેવ તે વસ્તુ અંતરિક્ષમાંથી ઉતારી દેતા હોત, અગર તો વસ્તુની કિમત જેટલું નાણું ભોંમાં દાટવાથી તે વસ્તુ આપોઆપ ત્યાં ઉગી નીકળતી હોત તો અર્થશાસ્ત્રનું શિક્ષણ અને એ શિક્ષણ ઉપર રચાએલી નીતિ વિષેની માન્યતા વ્યાજબી ગણાત. પરંતુ કોઈ પણ વસ્તુ જીવતા આત્માવાળા માણસના સંપર્ક વિના એમ ને એમ પેદા થતી નથી. વસ્તુ માત્ર કેવળ જડ વસ્તુ નથી. પણ વિકાસ માટે મથી રહેલા આત્માવાળા માણસના અમૂલ્ય જીવનના અમુક અંશે

પ્રકૃતિના કલ્યાણકારી તત્ત્વોમાંથી લીધેલું ચોક્કસ રૂપ છે. પૈસાના બદલામાં જ્યારે આપણે અમુક ચીજ લઈએ છીએ ત્યારે કોઈ જડ ચીજ નથી લેતા પણ અમુક માણસોના જીવનના અમુક હિસ્સાએ લીધેલા મૂર્ત સ્વરૂપને લઈએ છીએ.

જો આમ ન હોત અને રૂપીઓ માત્ર જડ વસ્તુ જ ખરીદી શકતો હોત તો માણસ રૂપીઆનું શું ખરીદે છે, શા માટે ખરીદે છે, તેની પંચાતમાં આપણે ઉતરત નહિ. લાખોપતિઓ અને રાજામહારાજાઓ પોતાની દોલત કેમ વેડફે છે તેની આપણને જરા પણ ચિંતા ન રહેત. અને અર્થશાસ્ત્રીઓની પેઠે આપણે પણ કહેત કે માણસ મરજી પડે તે માલ પૈસા આપીને ખરીદે—અને ચોરી ન કરે ત્યાં સુધી કંઈ જ હરકત નથી, ત્યાં સુધી કંઈ જ અનીતિ નથી, ગુનો નથી.

પણ હકીકત તેમ નથી. રૂપીઓ અમુક માલ ખરીદવાનું સાધન જ માત્ર નથી. પણ અમુક માણસોએ અમુક રીતે જ જીવન ગાળવું એવી અફર આજ્ઞા કરતો કડક ફતવો છે. જ્યારે મીલની એક ધોતી ખરીદી હું રૂપીઓ ફેંકું છું ત્યારે હું રૂપીઓ જ નથી ફેંકતો, પણ તેમાં સંતાએલો એવો તાકીદી હુકમ ફેંકું છું કે ઘોર અંધારામાં પૃથ્વીની અંદર કેટલાએ માઈલ ઊંડે ઝેરી વાયુની વચમાં જીવન કરમાવનાર કોલસાની ખાણની અંદર અમુક મજૂરે અમુક સમય સુધી કામ કરવું અને લોઢાને પણ ઓગાળી નાંખે એવી ગરમીની પાસે શેકાતાં શેકાતાં અમુક માણસે અમુક કલાક સુધી માલના સંચા બનાવવામાં મદદ કરવી અને પોતાના ધાવણા છોકરાને બચપણથી જ અફીણી બનાવી, રખડતું મૂકી, અમુક માતાએ પોતાની માતૃત્વની કુદરતી લાગણીને કચરી નાખીને ભ્રષ્ટ કરનાર સંજોગો વચ્ચે સૂર્યનાં દર્શન ન થાય

તેટલા કલાક સુધી મીલમાં કામ કરવું, અને...અને...અને એવા એવા ઘણા ઘણા જહાંગીરી હુકમો, જરા પણ ભાન વિના, જ્યારે જ્યારે હું બજારમાંથી માલ ખરીદીને રૂપીઓ ફેંકું છું તેની અંદર ફેંકાઈ જાય છે. રૂપીઆની ઉપર ઉકેલી શકાય એવા અક્ષરો તો જુજ છે. પણ આવા અણઉકેલ્યા અક્ષરોમાં શું શું લખ્યું નથી હોતું ? જેવો રૂપીઓ ખર્ચનાર, તેવા વિધિના લેખ તેમાં ગુપ્ત લિપિમાં લખાઈ જાય છે. અર્થશાસ્ત્રીઓ તે ઉકેલી શકતા નથી. ને તેથી કહે છે કે નાણું માત્ર વિનિમયનું જડ સાધન છે, અને દરેક રૂપીઓ સરખો જ છે.

રૂપીઆમાં આમ લખાતા અણઉકેલ્યા ફતવાને અહિ વિધિના લેખ કહ્યા છે તેમાં જરા પણ અતિશયોક્તિ નથી. કોઈપણ સાર્વભૌમ સમ્રાટના ફતવા કરતાં પણ રંક માણસ માટે રૂપીઆના ઓઠા હેઠળ ફેંકેલો ફતવો વધારે બળુકો છે. સમ્રાટના ફતવાઓનું બળ લોકોની ભયની લાગણી ઉપર આધાર રાખે છે જ્યારે રૂપીઆના ફતવાના જોરને ક્ષુધા તૃષ્ણાનો આધાર છે. સમ્રાટો સામે બળવા થયા છે. પણ રૂપીઆ સામે બળવા થવાના દાખલા ક્યાં છે ! સમ્રાટના ફતવાનો ઈન્કાર કરતાં ફાંસી મેળવી દુઃખનો અંત આવે છે. રૂપીઆના ફતવાનો ઈન્કાર કરનાર રીબાઈ રીબાઈને મરવાના ભયમાં છે. મોત સારું પણ રીબાવું નહિ સારું, એમ માની રૂપીઆના ફતવામાં જે હુકમ છૂટે તેને વિધિના લેખ માની આધીન થવામાં જ દુનિયાના લગભગ તમામ લોકો જંપ મેળવે છે.

આમ રૂપીઓ માત્ર વિનિમયનું જડ સાધન નથી પણ ચેતનવંતા મનુષ્યના જીવનનું વિકસાવવા કે કરમાવવાનું અજોડ હથીઆર છે. તેથી તેની સાચી કિંમત તેની અંદર કેટલું રૂપું છે તેની ઉપર નથી, કે રાજ્યે તેની શી કિંમત છાપી છે તેના ઉપર નથી, કે તે

કેટલો માલ ખરીદી શકે છે તેના ઉપર નથી, પણ કયો માણસ કેવી જાગ્રત ધર્મબુદ્ધિથી તેનો ઉપયોગ કરે છે તેના ઉપર છે. આમ તેનું નૈતિક મૂલ્ય ઘડાય છે.

આપણે દરેક કેટલી બધી વાર વિચાર કરીએ છીએ કે જો આપણા હાથમાં અધિકાર હોત, જો આપણા હાથમાં રાજસત્તા હોત, જો આપણા હાથમાં અમલદારી હોત, તો આપણે જનહિતના કેવાં કેવાં કામ કર્યાં હોત? પણ રાજ્યસત્તા અને અમલદારીની સત્તાથી વધારે શક્તિશાળી સત્તા આપણે જે નાણું બજારમાં ખરચીએ છીએ તેમાં વાપરી રહ્યા છીએ, અને રાજા કે અમલદાર લોકોના જેવા હાલ કરવાની હિમ્મત સુદ્ધાં ન કરી શકે, તેવા સારા કે ખરાબ હાલ આપણે રૂપીઆના ફરમાનો કાઢી કાઢીને કરી શકીએ છીએ એનું આપણને પૂરૂં ભાન પણ નથી!

રાજ્યવ્યવસ્થામાં જે હોદ્દો વધારે સત્તાવાળો તે હોદ્દે વધારે કુશળ માણસને રાખવાની જરૂર રહે છે. ઉલટ રીતે કહીએ તો જેવી માણસની કુશળતા તેના પ્રમાણમાં જ તેને અધિકાર આપવામાં લોકકલ્યાણ છે. સત્તાના સ્થાને બેઠેલો માણસ થોડી પણ ભૂલ કરે તો ઘણા માણસોને દુઃખમાં લાવી મૂકે. અને સત્તા વધારે તેમ ભૂલનું પરિણામ વધારે ગંભીર. તેથી લોકહિતની ખાતર જેની કુશળતા વધારે તેના હાથમાં જ વધારે સત્તા રાખવી એવો રાજ્ય વ્યવસ્થાનો નિયમ છે. પણ રાજ્યની સત્તા છે તેનાથી ઘણી વધારે મોટી સત્તા અર્થની હોવાથી, અર્થવ્યવસ્થામાં પણ એજ નિયમ લાગુ પડે છે. જે વધારે કુશળ તેના હાથમાં વધારે પૈસા ખર્ચવાની સત્તા મૂકવી જોઈએ. પણ અર્થની બાબતમાં તો કુશળતા એટલે નાણાંની નૈતિક અસર સમજી તેનો ધાર્મિકપણે અમલ કરવાની શકિત. એટલે જે માણસ પૈસાના નતિક મૂલ્યના સિદ્ધાંત પ્રમાણે રૂપીઆને વધારે મૂલ્યવાન બનાવી શકે તેના હાથમાં વધારે રૂપીઆ

મૂકવા. અને જે માણસ રૂપીઆને ઓછો મૂલ્યવાન બનાવી શકે તેના હાથમાં ઓછા રૂપીઆ મૂકવા, એવું આથી નીપજે છે.

અર્થશાસ્ત્રીઓ કહે છે કે જે માણસ ભૌતિક પદાર્થો વધારે ઝડપથી અથવા વધારે કુશળતાથી ઉત્પન્ન કરી શકે તેને વધારે પૈસા મળવા જોઈએ. પૈસાની નૈતિક કિંમતનો સિદ્ધાંત કહે છે કે જે માણસ પૈસાનું નૈતિક મૂલ્ય વધારે ઉપજાવે એટલે કે જેને પૈસો કેમ ખર્ચવો તેની આવડત હોય તેને વધારે પૈસા મળવા જોઈએ. વ્યવહારમાં આ સિદ્ધાંત કેવો પળાય છે તેના એક બે દાખલા લઈએ. કામ કરી શકે એવો છતાં આળસને લીધે ગરીબ રહેલો માણસ મારી પાસે પોતાની ભૂખ ટાળવા માટે આટો લેવા એક કે બે આના માગે. તેને હું દયા લાવી બે આના આપું તો આ સિદ્ધાંતની નજરે જોતાં હું શું કરું છું ? મારી દયાનો અર્થ એ થયો કે મેં ખરી રીતે બે આનાનું દાન નથી કર્યું પણ કોઈ એકાદ ખેડૂત ઉપર એક આળસુ માણસ માટે મફત મજૂરી કરવાનો હુકમ છોડયો છે. અને એક ખેડૂતે એક આળસુ માણસ માટે ફોગટ કામ કરવું એવો હુકમ કરવો એ ધાડ પાડવાનું જ થયું.

આ બાબત વધારે સ્પષ્ટ થવાની જરૂર છે. એક માણસ એક રૂપીઓ ચોરે છે. ચોરે છે એટલે કાંઈપણ વ્યાજબી મહેનતના બદલામાં રૂપીઓ મેળવવાને બદલે તે ફોગટનો રૂપીઓ છુપી રીતે અથવા ખુલ્લી બળાજબરીની પડાવે છે. તે રૂપીઓ સાચો રૂપીઓ છે. પરંતુ તેનો માલ લેવા જતાં જાણકાર વેપારી ચોરીના રૂપીઆનો માલ નહિ આપે. કારણકે સરકારને ખબર પડતાં માલ પેટે મેળવ્યો હોવા છતાં તે રૂપીઓ સરકાર પડાવી લ્યે. અને માલ આપનારનો માલ ફોગટમાં ચાલ્યો જાય. ચોરી અથવા લુંટ કરીને મેળવેલું ધન સાચું હોવા છતાં કાયદેસર માલ ખરીદવા માટે અયોગ્ય છે, અને તેના બદલામાં કોઈ માલ આપે તો તેના ઘરના જાય. તેવું જ બીજી

કોઈપણ યોગ્ય મહેનત વિના મેળવેલા ધન વિષે છે. ભિખારીને મેં આપેલા બે આના પણ ચોરીનું જ ધન છે કેમકે તે તેણે કોઈ યોગ્ય મહેનત કરીને મેળવેલું નથી. ભીખ માગીને, ખુશામત કરીને, કે પગચંપી કરીને કોઈ કંઈ પૈસા મેળવે તો તે ચોરીનું ધન બને. એવા ધનના બદલાનાં ખરી રીતે કાંઈપણ માલ મળવો જોઈએ નહિ. એ ધનની બાહ્ય કિંમત તેવા બીજા ધનના જેટલી જ છે પરંતુ તે વાપરનારનો તેના ઉપર નૈતિક અધિકાર નહિ હોવાથી નતિક રીતે એ ધનનુ મૂલ્ય કાંઈ જ નથી. એવી રીતે મેળવેલો રૂપીઓ અને એવડા જ ઠીંકરાની ચકરડીની નૈતિક કિંમત સરખીજ છે. હાલના મૂડીવાદની દૃષ્ટિએ રચાએલા અર્થશાસ્ત્ર પ્રમાણે ઘડેલા કાયદાથી એવો હરામનો મળેલો રૂપીઓ આપી તેના બદલામાં, કોઈ ખેડૂતે પરસેવાથી પેદા કરેલું અનાજ મેળવી શકાય છે ખરું પણ તેથી મહેનત કરનાર વર્ગ જ દંડાય છે. અને એમ થવામાં આપણે કારણભૂત થઈએ તો આપણે તેને દંડીએ છીએ. એટલે જેને કાયદાથી ચોરી ગણાય છે તે ધન અને જેને કાયદાથી ચોરેલું ધન મનાતું નથી છતાં જે યોગ્ય મહેનત કર્યા વિના મેળવેલું છે તે ધન બન્ને ચોરીનાં જ ધન હોઈ, કોઈપણ માલ ખરીદવા સરખાં જ નાલાયક છે. છતાં તેવા ધનથી કોઈ માણસ માલ ખરીદે અથવા કોઈ માણસ માલ ખરીદવાની બીજાને સગવડ કરી આપે, તો તે બન્ને દોષિત છે. કેમકે એવી રીતના હરામના ધનથી ખરીદેલો માલ છેવટે કોઈને તો ફોગટનો જ દેવો પડે છે.

જેવું ચોરીનું ધન અને ભીખનું ધન તેવું જ પેન્શન કે જીવાઈનું ધન છે. શક્તિ હોવા છતાં કામ ન કરવું એ વાંક ચોરનો ભીખારીનો અને જીવાઈદારનો સરખો જ છે. અમુક વર્ષ તાપ તપ્યાં અને વરસાદ ઝીલ્યા તેથી તેટલાં વર્ષ સુધી ઝાડને ફળ આવ્યાં; ઘણાં વર્ષ સુધી સારું સહન કર્યું, સારું કામ કર્યું અને

રસાળ ફળ પાકયાં તેથી કાંઈ કોઇ સાજ્ઞ તાપ ન સહે કે વરસાદ ન ઝીલે તો પણ તેને ફળ આવે એવું કુદરતમાં નથી. તેમ જ કામ વિષે છે. જીવે અને કુદરતનો ઉપભોગ કરે ત્યાં સુધી જીવ માત્રે બને તે મહેનત કરી કુદરતના ચક્રને અનુસરવું જોઈએ એ નીતિસૂત્ર છે. જીવાઈ ભોગવવી કે નિવૃત્તિ લેવી એ કુદરતના નિયમ વિરુદ્ધ છે તેથી તે પણ ચોરીની કક્ષામાંજ આવે છે.

આ દાખલાઓનો સાર એટલો જ છે કે ભીખ દેનાર, જીવાઈ દેનાર, નિવૃત્તિ લેનારને પોષનાર, કામ વિના અથવા અયોગ્ય કામને માટે માણસને નોકરીમાં રાખનાર, બધા જ પૈસાના આ ખર્ચમાં તેનું નૈતિક મૂલ્ય હણે છે, અથવા ઓછું કરે છે. કામ આપી શકે તેવા માણસોને કામ કરાવ્યા વિના નભાવવા વિષે વિચાર કર્યો તેવો જ વિચાર કામમાં લઈ શકાય છતાં કામમાં લીધા વિના સંઘરી રાખેલી વસ્તુઓ વિષે પણ થઈ શકે. પણ અહિ આ દૃષ્ટિબિંદુ સમજવા માટે આટલાં દૃષ્ટાંત બસ છે.

આટલા વિચાર પછી હવે આ ધ્યાનમાં રાખીને આપણા મૂળ મુદ્દાનો વિચાર કરવાથી યોગ્ય નિર્ણયે આવી શકાશે. પહેલો મુદ્દો એ છે કે ધંધો કરીને સેવા કરવાને બદલે પગારદાર બનીને સેવા કરવાથી લોકો ઉપર ઓછી છાપ પડે છે. પહેલું તો એ કે શહેરના એટલે કે ઉજળીઆત લોકો ઉપર તે જ જાતની છાપ પડતી નથી. શહેરના લોકો જેઓ સહેજે ૫૦-૬૦ રૂપિયાનો મહિનો મેળવે છે તે તમારા ૨૫-૩૦ રૂપિયાના પગારમાં ત્યાગ જોઈ શકે છે. જ્યારે ગામડીઆ તેમાં કાંઈપણ ત્યાગ જોઈ શકતા નથી. પણ આપણે ગામડીઆઓને જ ધ્યાનમાં રાખવાના છે. તેઓના ઉપર જુદી છાપ પડે છે તેનું કારણ એ છે કે મૂડીવાદી

અર્થશાસ્ત્રે હજી તેમનાં મગજ અભડાવેલાં નથી હોતાં. તેથી તેના અંતઃકરણમાં અણસમજ્યે પણ નૈતિક અર્થશાસ્ત્રની દૃષ્ટિએ ખરાખોટાની કુદરતી ગંધ ઉડે છે તે તેઓ સમજી શકે છે. જ્યારે ભણેલા કે શહેરી જીવનમાં ઉછરેલા લોકોની ઇંદ્રિય એવી ગંધ પારખવા જેટલી કોમળ રહી હોતી નથી.

મહેનતુ લોકોને પગારદારની અમુક સૂગ પહેલાં તો એ કારણે થાય છે કે તેઓ તેમને મળતા પગારના પૈસાનું નૈતિક મૂલ્ય વધારી નહિ શકે એવી તેમના ઉપર છાપ પડે છે. અને કોઈપણ માણસ પૈસાનું મૂલ્ય ઘટાડે તો સરવાળે મહેનતુ વર્ગને જ શોષવાનું હોવાથી તેવા માણસ પ્રત્યે તેમને કુદરતી સૂગ થાય એ દેખીતું છે.

પગારદાર પૈસાનું નૈતિક મૂલ્ય નહિ વધારે એવો ડર રહે એ પણ અસ્થાને નથી. કારણ ઘણે ભાગે તો તેની સ્ત્રીને, તેનાં ઘરનાં તમામ બૈરાંઓને અને જો સારો પગાર હોય તો તેનાં માબાપને પણ તે ચોરીનું ધન જ ખવરાવતો હશે. સ્ત્રીઓ અને વૃદ્ધોએ પણ અંગ-મજૂરી કરવી જ જોઈએ, રળવું જ જોઈએ, એમ કહેવાનો આશય નથી. પણ અંગમજૂરી ન કરે તો બુદ્ધિમજૂરી તો કરવી જ જોઈએ એમ કહેવાની મતલબ જરૂર છે. જેની પત્ની પોતાનાં બાળકને ઉછેરે છે તે તેમાં વિઘ્ન નાખ્યા વિના પાડોશી મજૂરણોનાં બાળકોને તેટલી જ મહેનતે ઉછેરી શકે. આમ જે પત્ની બુદ્ધિ અને હૃદયની મજૂરી કરે તેનો પતિ તેને ચોરીનું ધન નથી ખવરાવતો. અને ખરું પૂછો તો આજકાલની પત્ની પોતાનાં બાળકોને ઉછેરવાનું પણ ક્યાં કરે છે? તે તો તેમને ગુંગળાવવાને મથતી રહે છે. અને છતાં પતિ તેને ફોગટનું ખવરાવે છે. જેનામાં બાળકો ઉછેરવાની લાયકાત નથી તે સ્ત્રીએ તો મજૂરણ જ રહેવું ઘટે. પણ આવી સ્ત્રીઓ ઘરમાં નવરી નહિ રહેતાં બાળકોના વિકાસને ગુંગાળવાને મથતી રહે છે. અને છતાં પતિ તેને હરામનું ખવરાવે જાય

તો તે, કસાઈને જીવ કાપવાના મહેનતાણા તરીકે જીવાઈ બાંધી આપવા જેવું થાય. સામાન્ય રીતે પગારદાર આમ તેને મળતા પગારના પૈસાનું નૈતિક મૂલ્ય શૂન્ય કર્યે જાય છે. એટલે પગારદારની ગંધ જ મહેનતુ લોકોને શંકા અને અણગમો ઉપજાવે તો તેમાં કાંઈ નવાઈ નથી.

કેટલાક પગારદાર કહેશે કે હું તેને પરણ્યો એટલે મારે તેને રોટલો પૂરવો જ જોઈએ કે નહિ? આનો જવાબ બીજા ઉદાહરણ-માંથી લઈએ. એક રાજ્યનો દિવાન રાજ્યની નોકરીમાં રહી પોતાનાં સગાંઓને જુદી જુદી રકમની જીવાઈ રાજ્યની તિજોરીમાંથી બાંધી આપે તો તેને તમે શું કહેશો? તમે કહેશો કે ભાઈ, રાજ્યની તિજોરી આમ લૂંટો નહિ. એ દલીલ કરશે કે એ મારાં સગાં છે તેથી તેમને નિભાવ કરી આપવો એ મારી ફરજ છે. તમને આ દલીલ ગળે નહિ ઉતરે. તમે કહેશો કે બહુ બહુ તો તું તેને રાજ્યની નોકરીઓમાં રાખ, તેઓ નોકરી કરે ને પગાર ખાય. તોપણ તું વગ તાણનાર તો ગણાઈશ જ, છતાં તે કાંઈક ક્ષમ્ય હશે. આમ જ આપણે પગારદારને કહી શકીએ. તને પગાર મળે છે તે તું ખુશીથી ભોગવ. પણ જે દેહના કામ માટે પગાર મળ્યો તે દેહને તે ભોગવવાનો. તારાં સગાં સંબંધીને જીવાઈ આપવાની નથી. બહુ બહુ તો તેઓને તું કામે લગાડ. કામ કરે અને ખાય. તેમાં પણ તું વગ તાણનાર તો ગણાઈશ જ પણ તે કંઈક ક્ષમ્ય હશે.

એટલે પગારદાર નાનો કે મોટો પગાર લે છે એથી કાંઈ લોકોમાં અણગમો પેદા થતો નથી પણ તે મળેલા પૈસાનું નૈતિક મૂલ્ય તોડી નાંખે છે તેથી અણગમો પેદા થાય છે. તેથી તેની ખરાબ છાપ પડે છે. જો કોઈ માણસ ગામડામાં કામ કરે અને રૂ. ૫૦)નો પગાર લે પણ તે રૂપિયા તેનું નૈતિક મૂલ્ય વધે તેમ વાપરે તો અણગમો નહિ થાય પણ કદર થશે. બચરવાળ માણસ છે, ભલે

તેનો પાંચ રૂપિયા પગાર વધ્યો; એમ લોકો કહે છે તેનો સાર એટલો જ છે કે બાળકો ઉપર ખર્ચેલા પૈસાનું નૈતિક મૂલ્ય વધે છે. એટલે એવું ખર્ચ કરનારને વધારે પગાર ભલે મળે. એને આંધળાં માબાપ છે, તેને પંદર રૂપિયાનો પગાર તો જોઈએ જ ને? એમ કહેવાની મતલબ પણ એજ છે કે યોગ્ય દયાદાન કરવાથી પૈસાનું નૈતિક મૂલ્ય વધે છે. માટે તેવી રીતે ખર્ચનારને ભલે સારો પગાર મળે. મદંતો, મઠો અને સંસ્થાના ચાલકો પાસે પુષ્કળ પૈસો આવતો અને ખર્ચાતો હોવા છતાં તેઓ પ્રત્યે અણગમો થતો નથી તેનું પણ એજ કારણ છે. ધનપતિઓને પણ સ્થાન છે. તેઓ 'ટ્રસ્ટી' તરીકે રહે તો—એવું ગાંધીજી કહે છે તેની પણ આજ મતલબ છે.

ધંધો કરતાં કરતાં સેવા કરનારની લોકો ઉપર વધારે છાપ પડે તો તેનું એક કારણ એ છે કે જાતમહેનતના ધંધામાં ઓછી કમાણી હોવાને લીધે તેમજ મહેનતુ વાતાવરણમાં હોવાને લીધે ધંધો કરનારનાં બધાં કુટુંબીજનો કંઈ ને કંઈ મજૂરી કરે છે. તેથી ધંધો કરનાર પૈસાનું નૈતિક મૂલ્ય સાચવી રાખી શકે છે. પણ પગારદાર પણ ધંધાદારની પેઠે જ જીવન ગાળે તો તેના કામની લોકો ઉપર ઓછી છાપ ન પડે.

ધંધો અને સેવાનો ભેદ કેમ પડે છે તે પણ અહિ વિચારવાનું રહે છે. પગાર લઈને કામ કરનારની છાપ ઓછી પડતી હોય તો તેનું એક કારણ એ પણ હશે કે તેનું કામ સેવાનું હોવાને બદલે ધંધાનું હશે. સેવાનું ધ્યેય જેની સેવા કરવાની હોય તેના હૃદયનો વિકાસ કરવાનું છે. જો કે લોકોનાં દુખ દર્દો ઓછાં કરવાં એ સેવાનું કાર્ય સદા રહ્યું છે, છતાં દુઃખ દર્દો તો, પૃથ્વી ઉપર અનાદિ—અનંત છે. દેહની સાથે જ તે જડેલાં છે. તે ટાળ્યાં ટળે તેમ નથી. માત્ર હૃદય એવું કરી શકાય કે જેથી દુઃખ.

દુ:ખ ન લાગે. દર્દની પીડા, પીડા ન કરે. હૃદયનો આવો વિકાસ કરવો એ અંતે તો એક જ શક્ય વસ્તુ છે. સેવા કરવામાં બાહ્ય દુઃખદર્દો દૂર કરવાનો પ્રયત્ન થાય છે, તે નિઃસ્વાર્થ અને પ્રેમથી નીતરતાં હૈયાએ કરેલો પ્રયત્ન સામા માણસના હૈયાને જાગતું કરે છે અને એમ વિકસિત કરીને બાહ્ય સંજોગોથી પર એવા આનંદનો એને અનુભવ કરાવે છે. આવી રીતે હૃદયનો સ્પર્શ સાધી તેનો વિકાસ કરવાના સાધન તરીકે જ બાહ્ય સેવાનો ઉપયોગ છે. પણ જે કોઈ બાહ્ય સેવા કરે તે દરેક સામા માણસના હૃદયને સ્પર્શી શકે એવું નથી. એ માટે તો પોતાની શુદ્ધિ માટે સદા જાગ્રત અને હૃદયના સૂક્ષ્મ સંદેશાઓને ઝીલનાર આત્માર્થી પુરુષની આવશ્યકતા છે. જે પોતાના હૃદયને ઢંઢોળી શકે છે તે જ સામાનાને સ્પર્શી શકે. એટલે જેને અંદરથી જ સેવા કરવાનો આદેશ મળે છે તે જ કરી શકે છે. બાકીના સેવા કરનારા વૈદ કે બીજા ઉપચારકો જેવા હિતસ્વી ઉપચારકો રહે છે. ચોરીનો પણ ધંધો છે. મજૂરીનો પણ ધંધો છે. શિક્ષકનો પણ ધંધો છે, તેમ ધર્મગુરુનો અને સેવકનો પણ ધંધો જ હોઈ શકે છે. દરેક ધંધાદારી સાહાઈથી કે ખર્ચાળપણે પોતાનું ગુજરાન કાઢે છે. અને પોતાને સોંપેલું કામ વફાદારીથી કરે છે. જ્યાં હૃદય ન પોકારતું હોય ત્યાં સેવાને પણ ધંધો જ ગણી શકાય. કેટલાક ધંધામાં જડ શરીરનો વધારે ઉપયોગ છે. બુદ્ધિના ધંધામાં વધારે કુશળતા જોઈએ છીએ. પણ વધારે કુશળતા જોઈએ તેથી તે સેવા નથી થઈ જતી. તેમ જડ શરીરનો જ ઉપયોગ હોય ત્યાં સેવા મટી નથી જતી. જે કામને બીજા પસંદ ન કરતા હોય અને ત્યજતા હોય છતાં તે કામ સમાજના હિત માટે આવશ્યક છે એમ માનીને–ભંગીનું કે ખેતીનું તેવું કામ કરવું તેમાં પણ સેવાનો ધંધો જ થાય છે. કોઈ સંસ્થાના પગારદાર બનીને ખાદીકાર્ય

કે હરિજન શિક્ષણ કરનારના સમાનપદે ઉપર કહ્યું તેમ ખેતી વગેરે હરકોઈ ધંધાનું કામ કરનાર છે. આ બધા જ કામ કરે છે અને પેટ ભરે છે. કોઈ વધારે મોજ માણે છે, કોઈ ઓછી. પણ જો તે કાર્ય કરતાં કરતાં લોકો માટે તેનું હૃદય દ્રવ્યા કરે અને તેમના આત્માની સાથે પોતાનો આત્મા એકતાર થવા મથ્યા કરે તો જ તે સેવાનો ધંધો કરનાર મટી કેવળ સેવક થાય. જેટલે અંશે તે સેવક થાય તેટલે અંશે તેની છાપ પડે. પછી ભલે તે પગાર લે કે ધંધો કરે.

એક કામ કરનાર ખાદીપ્રવૃત્તિ કરીને એક દિવસનો એક રૂપીઓ કમાય છે. અને તે રૂપિયાનું ઘર માટે અનાજ લાવે છે. બીજો એક ખેડૂત ખેતી કામના દિવસો અને ઉત્પન્નનો હિસાબ કરતાં એક દિવસના ખેતી કામ પેટે એક રૂપિયાની કિમતનું અનાજ ઉત્પન્ન કરે છે. હવે આ રૂપિયાની કિમતનું અનાજ ઉત્પન્ન કરવા માટે ખેડૂતે જે દિવસ કામ કર્યું તે દિવસ તેના સ્વાર્થના કામમાં ગયો એમ કહીએ તો ખાદી પ્રવૃત્તિનો જે દિવસ ઘર માટે અનાજ લાવવાનો રૂપીઓ કમાવામાં ગયો તે દિવસ પણ ખાદી માટે નહિ પણ સ્વાર્થના ઘર કામ માટે કાઢેલો એમજ કહી શકાય. એટલે ધંધાદારીનો સમય સ્વાર્થના કામમાં અને સેવકનો સમય સમાજહિતના કામમાં જાય છે એવું સમજવું ભૂલ ભરેલું છે. સેવક જેમ પોતાનું ઘરખર્ચ કમાતાં કમાતાં જે કાર્ય કરે છે તેમાં સમાજનું હિત થાય છે તેમજ ખેડૂત પણ પોતાનો રોટલો કમાતાં જે અનાજ ઉત્પન્ન કરે છે તેમાં સમાજનું હિત થાય છે. બન્ને એ રીતે ધંધા છે અને સેવાનાજ ધંધા છે. જ્યાં સુધી આપણે સમાજને પોષક ધંધો યોગ્ય મહેનત ને સમય ખર્ચીને વફાદારીથી કરીએ ત્યાં સુધી દરેક ધંધો સેવાનો જ ધંધો છે. અને દરેક ધંધામાં પોતાનું કામ થવાની સાથે સમાજનું કામ થાય છે. માણસ

પોતાની જવાબદારીથી કાંઈ ધંધો કરે કે સંસ્થામાં પગાર લઈને કંઇ કામ કરે તેથી તફાવત પડતો નથી. કોમ્યુનિસ્ટ રાજતંત્રમાં ખાનગી ધંધાની બંધી કરી બધા ધંધા સંસ્થાઓ દ્વારા પગારદાર રોકીને ચલાવવામાં આવે છે. ત્યાં બધા સંસ્થાના જ નોકરો છે. પણ જે લોકો ઉત્પાદક કાર્યના ધંધામાં પડવાને બદલે પૈસાનું નૈતિક મૂલ્ય ગણનાર હાલના ધનિકોના શોખને પોષવા ખાતર સંગીત શીખવવાનું, બાળકોની કાળજી રાખવાનું, મોટર હાંકવાનું, ફરનિચર બનાવવાનું, કે સીલાઈનું કામ કરી કે એવા જ કોઈ બીજા ધંધા કરી ફાજલ વખતમાં સેવા કરવાની કે ફાજલ પૈસાથી સેવા કરવાની ઇચ્છા કરે છે તેઓ લોકોને ધોલ મારી ગાલ પંપાળવાનું કામ કરવા જેવું કરે છે. તેવા ધંધાને સેવાનો ધંધો કહી શકાય નહિ.

લિ ........ ના
વં. મા.

# નીતિની કમાણી

માણસ ભણે છે. ગણે છે. કમાવા માટે. કાંઇ ન આવડે તો પણ કમાતાં આવડવું જોઇએ. દરેક માણસે કમાવું જોઇએ પણ નીતિથી. નીતિથી કમાવું એમ કહે છે તો બધા, પણ કરે થોડા. જૂઠું બોલીને, છેતરીને, ચોરી કરીને કે લૂંટી લઇને કમાય છે તે નીતિની કમાણી નથી. તેને કમાણી ન કહેવાય પણ લૂંટ કહેવાય.

મારા બાપે જૂઠું બોલીને, છેતરીને, ચોરી કરીને, લૂંટીને પૈસા ભેગા કર્યા હોય તે પૈસા મને મળે. હું અનીતિ ન કરું, ચોરી ન કરું, જૂઠું ન બોલું, લૂંટ ન કરું, સાચું બોલું, ધર્મ પાળું અને બાપનો એ પૈસો બેઠો બેઠો ખાઉં તોપણ મારી કમાણી નીતિની ન ગણાય. અનીતિથી મેળવેલું ધન ખાવું અને અનીતિ કરીને કમાવું એ બે એક જ છે. આવી છૂપી અનીતિ વધારે ભૂંડી છે, કારણ કે દેખાય નીતિનો રોટલો ખાઉં છું, પણ હોય અનીતિનો, એટલે બધા છેતરાય.

વળી બીજી પણ અનીતિથી કમાવાની રીત છે તે એક ઉદાહરણથી સમજાશે. આપણે ઉજાણી કરવી હોય તો સૌ એક એક વસ્તુ લાવે. તે ભેગી કરીને ખાઇએ. જો કોઇ કંઇપણ આપે નહિ ને ખાય ખરો તો તેને અનીતિ કરી કહેવાય. આ દુનિયા પણ

ઉજાણી જેવી ચાલી રહી છે. આપણે જે વસ્તુઓ ભોગવીએ છીએ તે મહેનત કર્યા વિના થતી નથી. લોકો મજૂરી કરે છે ત્યારે ચીજો પેદા થાય છે. આ ઉજાણીમાં આપણે નીતિથી ખાવું કમાવું હોય તો આપણે પણ ચીજો પેદા કરવામાં મહેનત કરવી જોઈએ. પેદા ન કરે તે નીતિથી કમાય છે એમ ન કહેવાય.

આપણે ઉજળી કોમના બાળક અને મજૂરોના બાળકને સરખાવીએ. સાત વર્ષનું ઉજળિયાત બાળક કાંઇ પેદા કરતું નથી ત્યારે સાત વર્ષનું મજૂરનું બાળક ઢોર ચારે છે, રખોપું કરે છે. પંદર વર્ષ સુધી જઈએ તોપણ એક છોકરો સાંતી હાંકે છે, નીંદી, ખોદી ધાન પેદા કરે છે અને રોટલો નીતિથી કમાઈને ખાય છે, ત્યારે બીજો કાંઈ પણ પેદા કરતો નથી અને હરામનું ખાય છે, ભણે છે. તેથી ત્યારે તો કાંઈ પેદા થતું નથી એટલે તે અનીતિનું ખાય છે. ૨૦ વર્ષનો થાય છે તો પણ કાંઇ પેદા કરતો નથી ને અનીતિનું ખાય છે.

વીસ વર્ષ સુધી ભણીગણીને નોકરીએ લાગે છે. તેને મોટી નોકરી મળે છે. ૪૫ કે ૬૦ નો પગાર મળે છે. ૧ાા કે ૨ રૂ. નું દહાડિયું. પણ એ કમાણી નીતિની કે અનીતિની?

દુનિયામાં તે શું પેદા કરે છે તે જુવો: માસ્તર હોય કે ફોજદાર હોય કે દાકટર હોય, કોઈ ચીજને નીપજાવતો નથી અને ઘણી ચીજ વાપરી નાખે છે. આ અનીતિની કમાણી થઇ. પણ માસ્તર કહે છે કે હું ધાન પેદા નથી કરતો પણ જ્ઞાન પેદા કરું છું, દાકતર કહે છે હું કપાસ પેદા નથી કરતો પણ માંદા માણસ ધાન પેદા કરતાં અટકી પડે છે તેમને સાજા કરી જલ્દી કામે લગાડું છું, ફોજદાર કહે છે કે લોકો ધાન પેદા કરે તે લૂંટાઈ ન જાય તેની હું રખેવાળી કરું છું.

ત્યારે આ લોકો ચીજ પેદા નથી કરતા પણ બીજું કાંઈ પેદા કરે છે. પણ તેના બદલામાં તે બે રૂપિયાનું દનિયું લે છે. ખેડૂત સાત વર્ષનો હોય ત્યારથી પેદાશ કરવા માંડે છે. તેને માત્ર ચાર છ આના રોજના, જ્યારે દાકતર ફોજદાર કે માસ્તરે વીસ વર્ષની ઉમર સુધી હરામનું ખાધું અને બચપણમાં કોઈ કામ કરી પેદાશ ન કરી તેને બે રૂપિયાનો રોજ એ તો સાવ અનીતિની જ કમાણી થઈ.

બીજી એક અનીતિથી કમાવાની રીત. ઉપયોગી ન હોય એવું કામ કરવું અને કમાવું એ અનીતિની કમાણી છે.

સટ્ટો કરવાથી દુનિયામાં કોઈ નવી ચીજ પેદા થતી નથી એટલે તે અનીતિની કમાણી થઈ. જોશ જોવાથી, મંત્ર ભણવાથી કંઈ ચીજ બનતી નથી એટલે એ અનીતિની કમાણી થઈ. ભૂવા બાવા ફકીર કંઈ પેદા કરતા નથી. એમની અનીતિની કમાણી થઈ. ખેડૂત કપાસ ઉગાડે ને માલવાળો વેચાતો લે તેની વચમાં એક કરતાં વધારે વેપારીઓ આડતીઆ બને છે તે અનીતિની કમાણી થઇ.

જીવાઈ—પેન્શન વગેરે ખાવું, એક જણથી દુકાન ચાલે એમ હોય છતાં ચાર જણે એમાં રહેવું અને કમાવું એ અનીતિની કમાણી થઈ. એવી તો કેટલીએ જાતની અનીતિની કમાણી થાય. વધારે વિચારીએ તેમ વધારે સૂઝે.

આપણે હંમેશાં વિચારવું કે હું નીતિની કમાણી ખાઉં છું કે અનીતિની ?

તા. ૧૨–૮–૩૧

( હસ્તલિખિત માસિક માટે મોકલેલ પત્ર લેખ )

**ભાઈશ્રી,**

કોઈ બાળકને આપણે કહીએ કે ' બચ્ચુ તો બહુ સારું રહે છે. હમણાં તે હાથ પગ ધોઈ આવશે ' એટલે તે તુરત જ પોતાના હાથ પગ ધોઈ સફાઈ કરી આવે છે. આમાં બાળક ખુશામતથી ખેંચાતું નથી. પણ બીજાના પોતા માટે જે સારો અભિપ્રાય છે તે જાળવી પોતાનું સ્વમાન ટકાવી રાખવાની પ્રેરણાથી જ બાળક દોરાય છે.

મોટી ઉમ્મરનાં માણસો પણ લાગણીઓની બાબતમાં તો બાળકથી બહુ થોડા જ આગળ વધેલા હોય છે. જે ગુણોમાં સમાજ તેમની કદર કરે છે તે ગુણોમાં તેઓ આગળ અને આગળ વિકાસ કર્યે જ જાય છે અને જે ગુણોની કદર થતી નથી તેમાં પ્રયત્ન કરવાનું તેમને ગમતું નથી.

માણસની પ્રબળ લાગણીઓમાંની એક સ્વમાનની લાગણી છે. હલકામાં હલકો માણસ પણ પોતે જેમાં સ્વમાન સમજે છે તે જાળવી રાખવા માટે કોઈ પણ ભોગ આપતાં હઠશે નહિ. જે જગાએ જેવી રીતે પોતાનું સ્વમાન સચવાય, તેવી રીતે રહેવાનું દરેક માણસ શોધી કાઢે છે. 'સભામાં છું.' એ ખ્યાલથી

માણસ એક રીતે વર્તે છે. 'ઘરમાં છું.' એ ખ્યાલથી ત્યાં બીજી રીતે વર્તે છે. મિત્રોની વચ્ચે જુદી રીતે વર્તે છે. તેમાં તેનો ઢોંગ નથી. જે રીતનો પોતાને સામો માણસ સમજે છે તેને યોગ્ય રહી પોતાનું સ્વમાન પોતે જાળવી રાખે છે. નાના બાળકને પણ તમે જે માનથી રાખશો તે માનને લાયક નીવડવાનો તે જરૂર પ્રયત્ન કરશે. હરકોઈ માણસને માટે તેમ જ છે. તેને જેવી લાયકાતવાળો ગણીને તમે તેની સાથે વર્તો તેવી લાયકાતવાળો થવાનો પ્રયત્ન કરશે.

લાગણીઓ કેટલાક ચેપી રોગ કરતાં પણ વધારે ચેપી છે. આપણી બીક સાથીમાં પણ બીકની લાગણી પેદા કરશે. ક્રોધ ક્રોધને, પ્રેમ પ્રેમને, સ્વાર્થ સ્વાર્થને કોઈ પણ ઉપદેશ કે શિખામણ વિના જ ઉશ્કેરી શકે છે. જેમ એક માણસ બગાસું ખાય એટલે બીજાને પણ બગાસું આવે છે તેમ. તમારામાં કોઈના ઉપર સ્નેહભાવ ઉત્પન્ન થયો એટલે તેટલી જ સહજ રીતે તેનામાં તમારા માટે સ્નેહભાવ ઉત્પન્ન થાય છે.

માનસનાં આટલાં લક્ષણો ઉપર શિષ્ટાચારનું વૃક્ષ ફાલ્યું છે. હું જાઉં ત્યાં મને માનપૂર્વક આવકાર મળે છે. માનપૂર્વક મારી સાથે વ્યવહાર થાય છે, અને માનપૂર્વક મને વિદાય મળે છે, એટલે તે સ્થળે તો તેવા વ્યવહારને છાજે એવી રીતે વર્તન રાખવા હું તેને છાજતું વર્તન રાખું, એટલે તેવું યોગ્ય વર્તન રાખવાની મને ટેવ જ પડી જાય છે. આ રીતે વ્યવહારમાં નમ્રતા, વિવેક, પ્રેમ, અને કોમળતા નાનપણથી જ સામાજિક શિષ્ટાચાર ને કારણે મારામાં કેળવાઈ જાય છે.

જો મારી આ કેળવણીનો સંસ્કાર બરાબર દૃઢ થયો હશે તો હું અસભ્ય અને અશિષ્ટ માણસના સંબંધમાં આવતાં પણ મારી સભ્યતા અને શિષ્ટતા એકાએક નહિ છોડું. એને વળગી રહેવા

મારી જૂની ટેવ જ મને ધકેલશે અને છતાં જો આપણે એવા માણસો જોઈએ છીએ કે જેઓ અમુક સમાજમાં ખૂબ શિષ્ટ અને ખાનદાન દેખાવા છતાં બીજા સમાજમાં વિવેકહીણા અને અશિષ્ટ દેખાય છે. તો તેનું કારણ જે શિષ્ટાચાર પાળવામાં આવે છે તે મર્યાદિત રખાય છે એ જ છે.

ગરીબ માણસ સાથે, અભણ માણસ સાથે, સ્ત્રી, નોકર કે બાળક સાથે, અજ્ઞાન, રોગી કે ગુનેગાર સાથે, આપણે અમલદાર ધનિક કે વડિલની સાથે જે રીતનો શિષ્ટાચાર રાખીએ છીએ તે રીતનો શિષ્ટાચાર પાળવાની જરૂર નથી એવું આપણને નાનપણથી જ અનુભવવામાં આવ્યું છે. એને પરિણામે જ આપણને શિષ્ટાચારનાં કડવાં ફળ અહિંતહિં જોવા પડે છે. આ ખામીએ બે રીતે નુકશાન કર્યું છે. એક તો આવા ભેદને લીધે શિષ્ટાચારનું પરિણામ મનુષ્ય સ્વભાવને સુવાસિત બનાવવાને બદલે કોઈ કોઈ જગ્યાએ દંભી બનાવવામાં આવ્યું છે. અને બીજું મનુષ્ય મનુષ્ય વચ્ચેની પ્રેમભરી સમાનતા કેળવવાનું સાધન બનાવવાને બદલે સત્તા—શક્તિવાળાની ખુશામત અને અશક્તનો તિરસ્કાર એવી રીતની દ્વેષભરી અસમાનતાને પોષતું નિમિત્ત હાલનો શિષ્ટાચાર બની પડેલ છે.

આ બંને શિષ્ટાચારની વિકૃત્તિઓ છે. તેથી શિષ્ટાચાર ત્યાજ્ય નથી. પણ તેને મર્યાદામાં પૂરી રાખ્યો છે તેમાંથી છોડાવવાની જરૂર છે. જો શિષ્ટાચારને સર્વ મનુષ્યોમાં સમાનપણે વ્યાપક કરવામાં આવે તો આ બન્ને રીતનાં માઠાં પરિણામ અદૃશ્ય થઈ જાય અને મનુષ્ય સ્વભાવ વધારે વિકાસ પામે.

આમ શિષ્ટાચારને સર્વ વ્યાપક કરવા જતાં અત્યારના કેટલાક શિષ્ટાચારને છોડવા પડશે. પણ તેનું કારણ એ જ હશે, કે, તે અશિષ્ટાચાર હશે.

જેને મળવાથી આપણને પ્રેમ ન થતો હોય તે મળવા આવે ત્યારે જે શિષ્ટાચાર કરીએ તેવા શિષ્ટાચારને સર્વવ્યાપક કરવા જતાં દંભ કરવો પડે એમ કોઈ કહે. પણ તેવું નથી. દુશ્મનને પણ પ્રેમથી ભેટતાં શીખવાની એ રીત છે. આવા પ્રસંગે શિષ્ટાચારને દંભ રહેવા ન દેવો. પણ પોતાની ખોટી વૃત્તિઓને દબાવી સદ્વૃત્તિઓને જાગૃત કરવાનું સાધન બનાવવું એમાં જ શિષ્ટાચારનો હેતુ સિદ્ધ થાય છે.

**પંચગની**

તા. ૧૩–૫–૩૪

લિ.........ના
વં. મા.

૩૩

**ભાઈશ્રી,**

**મ**ને પોતાને ખાતરી નથી કે અહિ હું લખું છું તે કેટલું સાચું છે. જેમ જેમ વિકાસ થતો જાય તેમ સત્યની સમજણ પણ નવી થતી જાય છે.

સત્ય જ જો સદા સાચું છે તો માનને સ્થાન સંભવતું જ નથી. સત્યનું પરિણામ કોઈપણ અવસ્થામાં ખરાબ કલ્પીએ તો જ મૌનનો વિચાર સરખો પણ આવે; અને મૌનનો વિચાર આવ્યો એટલે સત્યની દેશકાલથી અબાધિત એવી સનાતન સત્તા વિષે અશ્રદ્ધા જ ગણવી પડે. સત્યનો નિયમ સદા હિતકર અને મર્યાદા

વગર જ સત્ય છે એમ આપણને કહેવામાં આવે છે. અને એમ જ હોવું જોઈએ એમ આપણને પણ કોણ જાણે શા કારણે પણ લાગ્યા જ કરે છે. પણ તેમ હોય તો મૌનનો વિચાર સત્યના વિચાર સાથે શા માટે ઉભો પણ થવો જોઈએ?

ત્રણ ભૂમિકામાં સત્યનો પ્રભાવ સમજવો જોઈએ. સ્થૂળ એટલે જડ ભૂમિકામાં સત્ય એટલે ઇન્દ્રિયોથી જેવું જાણીએ, જોઈએ, અનુભવીએ છીએ તેનું જ ગ્રહણ અને તથારૂપ પ્રતિક્રિયા. દા૦ત૦ ઝાડ કાપ્યું તો તેવું જ કહેવું. સૂર્ય આસપાસ પૃથ્વી ફરે છે તો તેવું જ માનવું. આરોગ્ય માટે શાકભાજી ખાવાં જ જોઈએ તો તે ખાવાં જ. સમાજના આરોગ્ય માટે મળમૂત્રની અમુક જ વ્યવસ્થા છે તો તે જ કરવી. આવું સત્ય આપણા હમેશના વ્યવહાર માટે આવશ્યક હોઈ નિરપવાદ રૂપે તે આચરવાનું હોય છે. તેમાં મૌનને જરા પણ સ્થાન નથી. મૌન એટલે અસત્ય ન આચરવાની સાથે સત્ય પણ ન આચરવું. મૌન એટલે માત્ર વાણીનું જ મૌન એવો અર્થ ન કરતાં સત્ય અને અસત્ય આચરણ વચ્ચેની તટસ્થતા એવો કરવો ઘટે. એટલે સ્થૂળ ભૂમિકાનો જ માત્ર વિચાર કરીએ તો તો ત્યાં મૌનને સ્થાન છે જ નહિ. દુનિયાનાં કોઈપણ વ્યવહાર અને વ્યવસ્થા આટલા સત્યાચરણ વિના ન જ ચાલી શકે. ચોરોની ટૂકડીમાં પણ આપસ-આપસમાં આવું સત્ય પાળવું પડે છે. નહિતર છિન્નભિન્નતા અને મારામારી થાય અને અંદરોઅંદર કપાઈ મરે.

બીજી ભૂમિકા માનસની.

જડ કે સ્થૂળ ભૂમિકાનું સત્ય જેટલે અંશે આપણા મનને આપણી લાગણીઓને સ્પર્શ કરે તેટલે અંશે તે આ ભૂમિકામાં આવી જાય. એટલે તદ્દન સ્થૂળ ભૂમિકામાં એવી ઓછી ક્રિયાઓ

હશે જે આપણા ચિત્તને લાગતી વળગતી ન હોય. એટલે આંખો મીંચીને મૌનને સ્થાન હોય એમ સત્યનું આચરણ કરી શકાય એવું ક્ષેત્ર બહુ મર્યાદિત થાય છે. દાખલા તરીકે ગણિતના હિસાબમાં જાણી જોઈને ખોટી ગણતરી કરવાનું ભાગ્યે જ કોઈ ઇચ્છે છે. કેમકે તેનો આપણી લાગણીઓ સાથે ઓછો સંબંધ છે. પણ લેવા દેવાના હિસાબમાં માણસ સહેજે સત્ય અસત્યનો અલ્પાંશ આચારવા પ્રેરાય છે. કારણ કે તેમાં લાગણીઓ કામ કરે છે. જ્યાં આમ સત્ય અસત્ય વચ્ચે માણસ ઝોલાં ખાય એવી સ્થિતિ ઉત્પન્ન થવા સંભવ છે ત્યાંથી મૌનનો પ્રશ્ન પણ ઉમેરાય છે.

છતાં આટલું તો ખુલ્લું જ છે કે અસત્યને ઢાંકવા માટે મૌનને કદાપિ સ્થાન નથી. સત્યને ઢાંકવા માટે મૌનને ક્વચિત સ્થાન હોઈ શકે છે. બીજું એ પણ ખુલ્લું જ છે કે પોતાના વ્યક્તિગત સ્વાર્થને પોષવામાં મૌનને સ્થાન કદાપિ નથી. સમાજના હિતને અર્થે મૌનને ક્વચિત સ્થાન હોઈ શકે.

આમ કેવળ સ્થૂળ ભૂમિકામાં, સ્વાર્થમાં, અને અસત્યને ઢાંકવામાં મૌનનું સ્થાન રદ કર્યા પછી મૌનને કેવા સંજોગોમાં સ્થાન રહી શકે તેમ છે તે જોવું રહ્યું.

આ બાબતમાં પ્રથમ જ એ તો દેખાઈ આવે છે કે સત્યા-સત્યનો પ્રશ્ન ન હોય તોપણ પ્રયોજન જ જ્યાં ન હોય ત્યાં મૌન જ સંભવે. એમ ન કરે તો માણસ ગાંડો નહિ તો અશિષ્ટ તો ગણાય છે જ. એટલે સામાન્ય વ્યવહારમાં પણ એમ છે તો પછી જ્યાં સત્યાસત્યનો બારીક પ્રશ્ન ઉપસ્થિત થયો હોય ત્યાં તો પ્રયોજનના અભાવે મૌન સેવવા વિષે કહેવાનું જ ક્યાં રહ્યું?

જ્યાં પ્રયોજન છે એમ આપણને લાગતું હોય ત્યાં સત્ય અને મૌન વિષે વિવેક શી રીતે કરવો એ સવાલ હવે પેદા થાય છે.

સ્થૂળ ભૂમિકામાં સત્ય આચરવાની આપણને શા સારૂ જરૂર છે તે વિચારવું જોઈએ. આપણે વિચાર્યું કે સ્થૂળ સત્ય ન પાળીએ તો અનવસ્થા પેદા થાય. કોણ કયે વખતે શું કરશે તેની ખાતરી ન હોવાથી આપણે પણ અમુક વખતે શું કરવું તે નક્કી કરી શકીએ નહિ. એટલે આપણું મન, આપણી ચિત્તવૃત્તિ અનિશ્ચિત, વ્યગ્ર, શંકાયુક્ત અને ભયભીત રહ્યા કરવાની. કોઈ અજાણ્યા જંગલમાં આપણે મૂકાયા હોઈએ અને કઈ પળે શું બનશે તેની જ ચિંતામાં આપણે જેવા વિહ્‌વળ રહીએ છીએ તેવી જ સામાન્ય વ્યવહારમાં પણ આપણી દશા થાય. મતલબ કે સ્થૂળ સત્યના આચારને અભાવે આપણી ચિત્તવૃત્તિ વ્યગ્ર રહે અને આપણે નિશ્ચિત ધ્યેયને અનુસરીને કંઈ પ્રવૃત્તિ કરી શકીએ નહિ. એટલે જીવનના સદુપયોગ અથવા તો કોઈપણ ઉપયોગ માટે મનની સ્વસ્થતા પરમ આવશ્યક હોઈને તેવી માનસિક સ્વસ્થતા બધાને નિરપવાદરૂપે કાયમ મળ્યે જાય તેટલા સારૂ સ્થૂળ ભૂમિકાનું સત્ય નિરપવાદ રીતે પાળવું જોઈએ

હવે કોઈ સ્થૂળ સત્ય પાળતાં જો માનસિક સ્વસ્થતા જાળવવાને બદલે ઊલટી ગુમાવાય તો તેવું સત્યાચરણ સત્યાચારના મૂળ ઉદ્દેશને બાધક નીવડવાને કારણે સત્યાચારના નિરપવાદ પાલનમાં તેવા સત્યનો અપવાદ કર્યા સિવાય છૂટકો નહિ. ઊંચી પાલખ ઉપર રંગકામ કરનારને નીચેથી કોઈ બૂમ પાડીને કહે ' ચેત, તારા ઉપર છાપરે સાપ લટકે છે તે હમણાં જ તને ફટકાવી ખાશે ' પરિણામે રંગારો ગભરાય, પડી જાય અને મરણ પામે. તો આવા પ્રસંગે બૂમ પાડનારે સત્યાચરણ કર્યું એમ ગણવું એ સત્યનો જ દ્રોહ કર્યા સમાન થાય. એટલે જે સત્યાચરણથી માનસિક સ્વસ્થતા ગુમાવાય તેમ હોય તેવે પ્રસંગે સત્યાચરણને સ્થાને મૌનાચાર જ શોભે. ત્યાં જો સત્યાચાર કર્યો તો તે અસત્યાચાર બને અને મૌનાચાર કર્યો તો તે જ સત્યાચાર ઠરે.

એટલે એ જ સત્યાચાર વાસ્તવિક રીતે સત્યાચાર છે જે મનની સ્વસ્થતા જાળવે છે. મનની સ્વસ્થતા ટાળે ને સત્ય હોય તોપણ સત્યાચાર ન જ બની શકે.

બીજો દાખલો લઈએ તો સાચી છતાં ગુસ્સે કરે તેવી ભાષા વાપરવી એ સત્ય ભાષા ન જ કહેવાય, કેમકે તેથી સાંભળનારના મનની સ્વસ્થતા ટળે. આખા બોલો છે પણ સાચા બોલો છે, એમ કરીને કેટલાક કટુભાષીનો બચાવ કરનારા જોવામાં આવે છે. પરંતુ તેવો બચાવ કરનારા સત્યનો મર્મ સમજ્યા જ નથી એમ કહેવું જોઈએ. તેથી જ શ્રીમદ્ શંકરાચાર્યે કહ્યું કે સત્યંબ્રુયાત્, પ્રિયંબ્રુયાત્, મા સત્યમપ્રિયં '( બ્રુયાત્ એટલે બોલજે ) શ્રી. શંકરાચાર્યની મતલબ એ છે કે અપ્રિય સત્યને સત્ય કહેવાય જ નહિ.

વળી કોઈપણ માણસ આ જ સત્ય છે એમ આખરી નિર્ણય કરી શકતો નથી. કેમકે દિવસે દિવસે તેને સત્યની અપારતા માલુમ પડતી જ જાય છે. એટલે સત્યનો સત્ય તરીકે આધાર રાખવો જોખમકારક છે. પણ અહિંસાનો આધાર રાખ્યો હોય તો સત્ય આપોઆપ ખુલતું જાય અને દર્શન કરાવતું જાય છે. તેથી અપ્રિય એટલે કોઈની માનસિક સ્વસ્થતા ટાળે તેવું સત્ય સત્ય નથી ગણાતું.

ઉપર લખ્યા તેવા સંજોગોમાં પ્રિય થાય એવી રીતે સત્યાચરણ કરવું કંઈ ન બની શકે તેવું નથી હોતું. જો પૂરતી નમ્રતા અને અહિંસા હોય તો એક પણ એવું સત્ય ન હોય કે જે પ્રિય બને તે રીતે ન આચરી શકાય. પણ પ્રિય બને તેવી સત્યાચરણની રીત ન જ જડે તો તેવે પ્રસંગે અપ્રિય બોલવાનું માંડી વાળવું અને મૌન સેવવું એમાં જ સત્યની યોગ્ય ઉપાસના કરી ગણાય. આવી રીતે બીજી માનસની ભૂમિકામાં મૌનનું શું સ્થાન છે તે જોયું.

ત્રીજી ભૂમિકાને આધ્યાત્મિક ભૂમિકા કહેવાય.

જે નીતિ સમાજવ્યવસ્થાને કારણે જ ઉપસ્થિત થઈ નથી પણ કોઈ માણસ સમાજથી અલગ રહે તો હોય તોપણ જે નીતિ તેણે પાળવી જોઈએ તે નીતિ અથવા ધર્મની બાબતનો પ્રશ્ન આવે ત્યારે તે આ ત્રીજી આધ્યાત્મિક ભૂમિકાની બાબત છે એમ અહિં માનેલું છે.

બીજી ભૂમિકાના વિષયમાં છેવટે જે લખ્યું છે તે વાંચતાં જ એ પ્રશ્ન હરકોઈને ઉદ્ભવે એમ છે કે કોઈ સ્વાર્થી ક્રૂર, મૂર્ખ માણસને તેના પાપાચાર વિષે સત્ય કહેવામાં ગમે તેટલો વિનય જાળવીએ તોપણ તેને તો તે અપ્રિય લાગવાનું જ અને તેના સંજોગોમાં તેના પાપાચારને પરિણામે અનેક જીવોની અવગતિ થયા કરવાની. આવા સંજોગોમાં સત્યની ઉપાસના કેમ કરીને સંભવી શકે? તો પછી કોઈપણ સત્યાગ્રહની હિલચાલને અવકાશ જ રહેતો નથી.

આનો જવાબ પણ બીજી ભૂમિકાના વિચારની શરૂઆતમાં કહ્યું છે તે રીતે જ આપી શકાય. મનની સ્વસ્થતા આચરવાનો હેતુ શો છે? જીવન કોઈપણ ઉપયોગી પ્રવૃત્તિમાં વાપરી શકાય તે જ. જ્યારે ઈરાદાપૂર્વક કોઈ પાપાચાર કરે છે ત્યારે મનની સ્વસ્થતાનો ઉપયોગ રહેતો જ નથી. એટલે પ્રિય વાણીથી પણ તેના મનની સ્વસ્થતા હણાય તો તેમાં આપણે લાચાર અને સાથે દુઃખી પણ બનીએ. અને એમ છતાં પણ સત્ય–અહિંસામય રહીને એટલે વધારેમાં વધારે પ્રિય બનાવી શકાય તેમ આચરવું રહ્યું. આપણું પ્રિય કહેલું સત્ય પણ સામા પક્ષને અપ્રિય લાગે તો તેના તરફથી પડે તે કષ્ટ સહન કરીને આપણો સત્યાચાર અહિંસક જ છે તેની કસોટી થવા દેવી. અને કસોટીએ ચડતાં આપણું અહિંસક વર્તન જેટલું મેલું હોય

તેટલું ધોતા જઈ શુદ્ધ અહિંસક બનવા દેવું. અને એ સામા પક્ષનું પણ પ્રિય થઈ જ પડવાનું.

બીજી રીતે જોઈએ તો જ્યારે પાપી ઇરાદાપૂર્વક પાપાચાર કરવા લાગે છે ત્યારે તો તેના મનની સ્વસ્થતા ક્યારનીએ ઊડી ગએલી હોય છે. અને તેથી જ પ્રિય સત્ય હોવા છતાં તેને તે અપ્રિય લાગે છે. આવી સ્થિતિમાં તેના ચિત્તની સ્વસ્થતા મૌન નથી જ લાવી શકતું. મૌનથી તો તે પોતાના પાપાચારમાં વધારે ને વધારે ખપતો જશે અને પરિણામે વધારેને વધારે તેના ચિત્તની શાંતિ ગુમાવતો જશે. સત્યાચારનો ઇરાદો મનની સ્વસ્થતા ટકાવી રાખવાનો છે. એટલે આવા પ્રસંગે જે ઉપાય તેની સ્વસ્થતા પાછી અપાવે તે જ સત્યાચરણ કર્યું કહેવાય. મૌન સ્વસ્થતા આણી શકે તેમ નથી તેથી આવી સ્થિતિમાં મૌન સેવવું એમાં સત્યનું પાલન થતું નથી. તેથી મૌન આવે કાળે ધર્મ નથી. અહિંસક સત્યાચરણ એટલે પ્રિય સત્યનો વિરોધ થતા છતાં આચાર. મતલબ કે સત્યાગ્રહ એ જ એક ઉપાય છે. જે તેની સ્વસ્થતા ફરી સ્થાપી શકે. તેથી સત્યાગ્રહ એ જ આવી પરિસ્થિતિમાં સત્યનું પાલન ગણાય. સત્યાગ્રહ ન કરતાં માત્ર ઉદાસીન કે મૌન કે લાચારી કરવી એ સત્યના ધ્યેયને વિરોધક હોવાથી આ પ્રસંગે ત્યાજ્ય છે.

પ્રિય વાણી તો ખુશામત પણ હોઇ શકે છે તો પછી સત્યાગ્રહ જ શા માટે કરવો ? ખુશામત કરીને પાપાચારમાંથી બને તેટલો સામા માણસને કેમ ન વારવો ? આવો પ્રશ્ન પ્રિય સત્ય બોલવું એવું પ્રતિપાદન કરનારની સામે કોઈ પણ મૂકે. તેનો જવાબ એક તો એ કે મનની સ્વસ્થતા એ રીતે પાછી મળે તેમ નથી. એટલે એ રીતે મૂળ હેતુ સિદ્ધ થતો નથી. બીજું એ કે જેમ આપણે સામા માણસનો વિચાર કરીએ છીએ તેમજ, તેટલી જ ચિંતાથી જીવ

માત્રનો વિચાર કરવો ઘટે. એટલે બધા જીવોને સમાન દૃષ્ટિથી નિહાળવાનો ઇરાદો સત્યાગ્રહથી જ સિદ્ધ થાય.

આથી જ ગીતામાં વાણી કેવી રાખવી એ વિષે કહ્યું છે કે 'અનુદ્વેગ કરં વાક્યં, સત્યં પ્રિયં હિતં ચયત્' અનુદ્વેગ કરં વાક્યં એટલે અહિંસક - પ્રિય વાણી. પણ તેનો અર્થ રખેને ખુશામત સમજાઇ જવાય તેટલા માટે ઉમેરે છે કે અહિંસક એટલે પ્રિય વાણી તો ખરી જ પણ સાથોસાથ સત્ય, પ્રિય, અને હિતવાળી હોય તેવી વાણી બોલીએ તો જ સત્ય જાળવ્યું કહેવાય.

એટલે સ્થૂળ ભૂમિકામાં મૌનને સ્થાન નથી. માનસિક ભૂમિકામાં અમુક સંજોગોમાં છે. અને આધ્યાત્મિક ભૂમિકામાં વિવશ થવાને કારણે જ મૌનને સ્થાન અમુક સંજોગોમાં જ હોઈ શકે.

**પંચગની** લિ૦......ના

તા. ૮-૭-૩૪ વં. મા.

# સાધન અને સાધ્ય

**યરવડા શહેર**
તા. ૨-૧૧-૩૯

**ભાઈશ્રી,**

હું હમણા થોડા થોડા વખત યોગવાશિષ્ઠ મહારામાયણ વાંચું છું. લગભગ પોણા ભાગ જેટલું વંચાયું છે. પહેલા વાચનમાં તો કુતૂહલતાને લીધે સમજવા કરતાં પૂરું કરવા તરફ વૃત્તિ ખેંચાય છે. વળી તેમાંની કેટલીક બાબતો પણ અઘરી ગણાય. તેમાંથી કાંઈક સમજવાનું મળે છે.

એક તો સાધન અને સાધ્ય વચ્ચે ભેદ ન રાખવાનું અને સાધનની શુદ્ધિ તરફ વિશેષ નજર રાખવાનું. જે પૂ૦ મહાત્માજી કહે છે તેની યથાર્થતા વિશેષ સમજાઈ. સાધનની શુદ્ધિ એ જ ખરી વસ્તુ છે. સાધ્ય સધાયા બાદ ફીકકું પડી જવાનું. મહાત્માજીનું કલ્પેલું સ્વરાજ્ય મળે તોપણ તે મળ્યા બાદ ખરું મેળવવાનું તો હજી બાકી રહેલું જ જણાશે. અને મળેલું સ્વરાજ્ય સારું છતાં નવા મેળવવાના મુકાબલે પ્રાકૃત વસ્તુ લાગશે. ઉપભોગ માત્રમાં આમ જ બને. ભોગવ્યા–મેળવ્યા પછી તેની કાંઈ કિંમત ન રહે ને બીજા ભોગ માટે પુરુષ તૈયારી કરે. એટલે દુઃખનું અંતિમ નિવારણ સાધ્ય મેળવવાથી કદી નહિ થાય. તે સાધ્ય ગમે તેટલું ઉત્તમ હોય તે છતાં.

જેમ સાધ્ય ફરે તેમ સાધનમાં પણ નવીનતા યોજવાની જરૂર ઊભી થાય છે અને જૂનાં સાધન બીનઉપયોગી જેવાં લાગવા માંડે છે. એટલે સાધનમાં પણ અતૃપ્તિ રહે. પણ જે સાધનની શુદ્ધિ ઉપર ભાર રહેતો હોય તો સાધનો બદલ્યાં છતાં દરેક બદલાને પરિણામે આત્મસંતોષ વધે; પરિતાપ વધે નહિ. અને એ અંદરની તૃપ્તિ જ જે સદોદિત આનંદ આપ્યા કરે છે તે ઉત્તમ સાધ્યની સિદ્ધિ હાથ લાગ્યા છતાં તેમાંથી મળી શકતો નથી. એટલે સાધનની શુદ્ધિ જાળવવામાં સદોદિત આનંદની માત્રા વધ્યા જ કરે છે. જ્યારે તે વિના માત્ર સાધ્યની સિદ્ધિ નવી ઇચ્છાઓ અને નવી અશાંતિ જન્માવે છે.

આ વિચાર હું તમને અહિ એટલા માટે લખું છું કે આ બાબત ઉપર તમારું વિશેષ લક્ષ દોરવાની ઇચ્છા મને ઘણા સમયથી હતી. એ ઇચ્છાનો ઉદ્ભવ હરિપુરા મહાસભામાં તમે ગયા હતા ત્યારે થયેલો. ત્યાંના અનુભવ જણાવતાં શ્રી ... એ એક વાર કહેલું કે એક વાર આવું બન્યું. દૂધપાક દરેકને એક જ વાર આપવો એવો નિયમ હતો. શ્રી ...ની ટોળી સાથે તમે પણ અહિં હજી નથી આવ્યો એમ કહીને બીજીવાર પીરસાવ્યો. વાટકી દૂધપાક નજીવી વસ્તુ ગણાય. પણ સત્ય અને અહિંસાના સૈનિકની આ મનોવૃત્તિ નજીવી ન ગણાય. શ્રી ... તો મહાત્માજીને અનુસરવાનો દાવો કરતા નથી. પણ તમારાથી તેમ નહિ છટકી શકાય. મહાસભાના માણસ વાટકી દૂધપાક માટે મહાસભાને છેતરવા નીકળે એ મહા-સભા શી રીતે સ્વરાજ્ય મેળવી શકે? અને એ તમે, જે મહાત્માજીના ઉપદેશ ઝીલો છો અને તેનો ફેલાવો કરવા ખંતેખરી પણ રાખો છો તે.

આવી ઝીણી બાબત સાચી પણ હોય ને ખોટી પણ હોય એમ ધારી તે વિષે મેં તમને કહ્યું ન હતું. પણ જ્યારે મેં જાણ્યું

કે રાજકોટની લડતમાં તમે છૂપા રહીને સંચાલન કર્યું હતું ત્યારે મને લાગ્યું કે એ આકસ્મિક નહિ પણ ઊંડી ગયેલી મનોવૃત્તિનું જ પરિણામ હોઈ શકે.

૩૦ની લડતની જે પ્રથા નિંદ્ય ઠરી ચૂકી તે પ્રથાનો તે નિંદ્ય હોવાનું તમારા જાણવામાં હોવા છતાં તમે રાજકોટમાં આશ્રય લીધો એ કેવું ? હજી તમારી સત્ય અને સત્યાગ્રહની કલ્પના એવી જ છે ? એ તો સારૂં થયું કે રાજકોટ સત્યાગ્રહમાં નિષ્ફળતા મળી. નહિતર અસત્ય સત્યને વેશે ડીમ ડીમ વગાડત. આટલા બધા કાર્યકરો એ સત્યાગ્રહમાં સામેલ થયા હતા ને બધામાંથી છૂપું સંચાલન કરવાનું કામ તમને જ સોંપવામાં આવ્યું એ સત્યાગ્રહી તરીકેની તમારી લાયકાત સમજીને કે ગેરલાયકાત ? અને તમે તે કામ ઉપાડી લીધું તેમાં તમારી બુદ્ધિ સત્યાગ્રહની હતી કે ષડયંત્રની ?

સાધનની શુદ્ધિની જરૂર નથી — જો સાધ્ય મળતું હોય તો; એવી તમારી મનોવૃત્તિ હોવી જોઈએ. સાધ્ય તો મળ્યું નહિ અને પૂ. મહાત્માજી જેવાને ત્યાં આવવું પડ્યું. એ સાધનની અશુદ્ધિ કુશળતાપૂર્વક વાપરી શકવા માટે ભલે બધાએ તમને અભિનંદનો પાઠવ્યાં હોય, પણ મને તો એ કંચન કથીર નીવડયા જેવું લાગ્યું.

અત્યારે આ વાત ઉખેળવાનું મને એટલા માટે મન થયું કે કદાચ ફરીને હિંદમાં સત્યાગ્રહ ઉપડે તો તેવે વખતે તેની સફળતાનો આધાર તેની શુદ્ધિ ઉપર જ રહેશે. વાતાવરણ એટલું ખરાબ છે. આ સંજોગોમાં સમજણા, અનુભવી અને ત્યાગી ગણાય તેવા ગણ્યા ગાંઠયા સૈનિકો છે. તેમાં તમારી પણ ગણતરી થાય તેમ છે. તો એ ભાવિ સત્યાગ્રહમાં પણ સાધનની શુદ્ધિ જળવાય એવી કાળજી

તમે રાખી શકશો? જરા જૂઠ કરવાથી સાચેસાચ સ્વરાજ્ય મળતું હોય તોપણ મહાત્માજી તે સ્વરાજ્યને ઠોકરે મારે. તેના સૈનિક શું કરશે? 'હિરણ્મયેન પાત્રેણ સત્યસ્યાપિહિતં મુખં' જોઈને ઋષિઓ સાવધ રહેતા. સિદ્ધિ હાથવેંતમાં હોવાનો ચળકાટ હિરણ્યના ચળકાટથી ઓછો નથી હોતો.

સાધનની શુદ્ધિ એટલે ક્રિયા પદ્ધતિની શુદ્ધિ જ નહિ પણ ક્રિયા કરનારના હૃદયની પણ શુદ્ધિ. એ આત્મશુદ્ધિ સધાતી રહે એ મુખ્ય વસ્તુ છે. સેવા, સંસ્થાનું વિશેષ કે સારું કામ બને એ નહિ. કારણ કે સ્થૂળ કાર્ય કે તેનાં પરિણામ તો સાવ ક્ષણભંગુર છે. આજે સિદ્ધ થયેલાં લાગશે અને કાલે તેટલાં જ બીજાંને માટે અવકાશ કરી નાશ પામશે. એમ સંસારની ઘટમાળ તો ચાલ્યે જ જવાની. લોકોનું કે કોઈનું કાયમી હિત થવાનું જ નથી. સિવાય કે સાધનની શુદ્ધિ હોય. જે કર્મમાં કે સંસ્થામાં આત્મશુદ્ધિ ન જળવાતી હોય કે ન વધતી હોય તે ગમે તેટલી પરહિતકારી હોય તોપણ પ્રતિકૂળ ગણાવાં જોઈએ. સંસ્થા અને સાર્વજનિક હિતના મોહને કારણે ઘણા કાર્યકરોમાં આધ્યાત્મિક જડતા પેસી જતી હોય એમ લાગે છે. સ્વામીનારાયણ સંપ્રદાયના એક ભજનમાં ' સંસાર રૂપી હાથ કડીઓ ' એવું પદ આવે છે. તેને ફેરવીને ભાઈ......એ 'સંસ્થા રૂપી હાથકડીઓ' એવું બનાવેલ છે. તે ઘણે વખતે યથાર્થ છે.

મને એમ પણ વિચાર આવ્યો કે જેમ ઘરડાં માણસો ટક ટક કર્યા કરે છે તેમ હું પણ કરતો હોઈશ. કાર્યક્ષેત્રની બહાર ફંગોળાઈ જવાથી બીજાનું કામ નાપસંદ પડે છે અને ત્રુટીઓ જ જોવાની વૃત્તિ વધે છે એ વાત તો સાચી લાગે છે. છતાં ઉપરનું લખાણ સાવ નકામી ટીકા નથી એમ લાગવાથી લખી મોકલું છું.

લિ૦.........ના
વં. મા.

'હિંદુસ્તાનમાં ઘણા રજપૂત રાજાઓ થઈ ગયા. જેમના ઉપર કોઈ દુશ્મનોએ હુલ્લો ન કર્યો, તેઓ જીવ્યા અને મર્યા. તેઓનાં નામ આપણને કયાં યાદ છે? એમ પૂર્વસંસ્કારોને લીધે જેમના સંકલ્પબળને કસોટીએ ચડયા વિનાજ સફળતા મળી તો તેથી શું તેમની કિંમત વધારે છે? પણ રાણા પ્રતાપ વિષે તમે શું કહો છો? તે હાર્યો: એકવાર નહિ ઘણીવાર. અને છેવટેયે પૂરી ફતેહ તો ન જ મળી. એટલે શું તેની કિંમત પેલા રાજાઓ કરતાં ઓછી? પરિણામે પ્રતાપને થોડું ઘણુંય પાછું મળ્યું. પણ ધારો કે કંઈ જ ન મળ્યું હોત અને રઝળતો ભૂખ્યો તરસ્યો જંગલના પશુની જેમ અરવલ્લીમાં હારેલાની જ નામના મેળવીને મર્યો હોત તો શું તેની કિંમત ઓછી ગણાત? પરિણામને શું વળગ્યું છે? પ્રયત્નમાં જ બધું છે. પૂર્વસંસ્કારના બળે અમુક પરિસ્થતિમાં આવ્યા પણ તેથી કંઈ નથી. સંકલ્પબળ કેળવતાં નિષ્ફળતામાં ને નિષ્ફળતામાં જ મર્યા તેથી કંઈ નથી. ઇશ્વર પરિણામનો ભૂખ્યો નથી. કર્તવ્યનો ભૂખ્યો છે. એટલે ધારો કે આપણે નસીબે સંકલ્પબળને કેળવવામાં જ આપણી આખી જીંદગી ખર્ચવાની હોય તો પણ શું વાંધા જેવું છે? એ વીર મૃત્યુ, ઝુઝ્યા વિના જ મરવા કરતાં ઘણું વધારે પસંદ કરવા જેવું છે. બસ એમ જ એ એક જ રીત છે.

[ ૩૩ પત્રોમાંથી ]